# રાજ્ય રમત.



પુસ્તક ૧.



૧૯૩૯—૧૮૮૩.

૧૮૮૬

# રાજ્ય રમત.

## ભાગ ૧.

રચનાર

ભાણજી જગજીવન.

મુંબઈ:

"ડ્યુક પ્રિંટિંગ પ્રેસ."

૧૯૩૯—૧૮૮૩.

મૂલ્ય ૦—૮—૦

# પાત્રો.

દેવસિંહ—રાજા.

પુષ્પવતી
કામવતી } રાણિયો.
રૂપવતી

વિમળદાસ—પ્રધાન.

કેસર—પ્રધાનની ઉપસ્ત્રી.

સુંદર—એક સ્ત્રી જેને પુત્ર વાસ્તે છળ કરી આણેલી.

શ્યામદાસ—પાછળથી થનાર પ્રધાન, વિમળદાસનો સગો, પણ એ ન જાણે તેમ એનો શત્રુ.

માનસિંહ—શ્યામદાસનો મિત્ર.

# રાજ્ય રમત.

## દોહરા.

ક્યાં ઝળઝળાટ તુજ તણો, ક્યાં તુજ બારે ભૂપ[1],
ક્યાં રજપૂતાણી સતી, ક્યાં તેઓનાં રૂપ.—૧
ક્યાં કૂળ ક્ષત્રીનું ગયું, ક્યાં છે સ્વદેશ પ્રેમ,
આર્ય ભૂમિ આ શું થયું, થશે હવે તુજ કેમ.—૨

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

### સ્થલ-પ્રાસાદ.

**પુષ્પવતી**—(વિચારમાં બારીએ ઉભેલી, પણ દ્રષ્ટિયે પક્ષિયો પડવાથી) અવશ્ય હું ભાગ્યહીન તો ખરી; કારણ—

શ્લોક (શાર્દૂલવિ ક્રીડિત)

પેલા સુંદર વૃક્ષ ઉપર રહી, કેવાં વિહારો કરે,
શિશુને[2] નિજ સોડમાં લઇ અને, પક્ષિ રૂડાં ગોઠવે
પીછાં પ્રેમથકી પળેપળ પછી, ચાંચે કરી પાંસરાં,
એવું હું નૃપની[3] પ્રિયા પણ અરે, ના સુખ પામી જરા.—૧

આમજ જ્યાં ત્યાં ઉલટું છે; કેમકે—

---

૧ રાજા. ૨ બચ્ચાં. ૩ રાજાની.

શ્લોક (વસંત તિલકા)

ઇચ્છા નહિ મન વિષે, ન વિચાર આણે
જેનો પરંતુ મળતું ઝટ આવી તેને,
થાકે જણી જપી ધરે શ્રમમાં ન ખામી,
પ્રાપ્તિ થતી તદપિ[1] ના મનવાંછનાની.[2]—૧

(વિમળદાસ પ્રવેશ કરે છે ને ગુપ્ત રહી સાંભળે છે.)

કારણ—

ગીતિ.

શક્ય ઉદર[3] નહિ ભરવા, પુત્રતણો ત્યાં ન પાર હું પેખું,
રાણી જે ટળવળતો, માટે તે પણ હજી ન હું દેખું.—૧

**વિમળદાસ**—શાંતિ ધરો, તે પણ દેખશો.

**પુષ્પ**—(સ્વગત) વળી એ કોણ! ( આસપાસ દ્રષ્ટિ કરે છે, અને વિમળદાસ દેખાવ દે છે. ચાસન.) ઓ હો! પ્રધાનજી! પધારો. અવશ્ય સત્ય માનુંછું આપે જે કથન કર્યું તે; કારણ—

શ્લોક (ભુજંગી)

થઇ માનિતી આપના હું પ્રતાપે,
મળે માન મોટું મને તે સુખાપે,
વળી એ રીતે પુત્ર પ્રાપ્તિ થશે એ,
વિષે ના દિસે લેશ સંદેહ કેમે.—૧

**વિમળ**—એમજ છે, અને થશે તે થોડા દિનમાં; કારણ તે દિવસે જે માણસો મોકલ્યાં છે, તેઓ અન્ય સ્થલમાંથી એક સ્ત્રી જેને પુત્રપ્રાપ્તિ થઇ છે, તેને અહિં આણે એજ વિલંબ.

---

૧ તોપણ. ૨ મનની ઇચ્છા. ૩ પેટ.

પુષ્પ—આપ છો એટલેજ મુજ મનમાન્યું થાય છે; નહિ તો થવું અતિ કઠિણ.

વિમળ—એ તો રાજ્યમાં એમજ ચાલ્યું જાય. ઠીક, બેસો; હવે જઇશ હું.

પુષ્પ—પધારજો, અને વાતની વેતરણ વિના વિલંબે થાય એમ કરશો.

વિમળ—જેટલી કાળજી તમને છે તે કરતાં વિશેષ છે મુજને.

પુષ્પ—ઠીક ત્યારે તો. (જાય છે.)

---

પ્રવેશ ૨ જો.

**સ્થલ—વિમળદાસનું ગૃહ.**

વિમળ—કહ્યા પ્રમાણે નૃપ અને બે નૃપપત્ની તો વર્તે છે, પરંતુ ત્રીજી એક ન ગણકારતાં મુજને, સ્વેચ્છાએજ અનુસરે છે. કારણ તેનું શું, તે કંઇ કલ્પી શકાતું નથી. દાસી તેને યુક્તિયે સમજાવવા વારંવાર પ્રયત્ન કરે છે; પરંતુ તેનુંએ કશું વળતું નથી. ચિંતા નહિ ! તેને પણ આણીશ અંતે ઠેકાણે; કારણ—

ગીતિ.

કિંચિત[1] કિંચિત કટકે, વિશાળ નગનો[2] વિનાશ છે અંતે,
પાર વિષે સૌ કાર્યો, પમાય જો તે કર્યાં કદી ખંતે.—૧

પણ સમય રાજાને મળવાને થયો હોય એમ છે; માટે જઉં હાલ. (જાય છે.)

---

પ્રવેશ ૩ જો.

**સ્થલ—એકાંતાલય.**

વિમળ—(પ્રવેશ કરે છે, પણ રાજાને નિદ્રાવશ જોઈ સ્વ-

---

૧ થોડે. ૨ પર્વતનો.

ગત) છે રતિમાત્ર ચિંતા ! માથે ભાર હોય તો ચિંતા પણ હોય. ભારમાં ભાર તો એક એજ કે—

શ્લોક (વસંત તિલકા)

પ્રેમી ચકોર શશિને[1] મનથી ન મુકે,
ને ચક્રવાક દિનને જપવા ન ચુકે,
ના મેઘ ચાતક કદી વિસરે રીતે તે,
આ નૃપ નારી રસીલી સ્મરવા ન ભૂલે.—૧

વળી વાત તે પણ તેનીજ ગમે. ઠીક છે, એ એમ આચરે છે તેથી, નહિ તો સર્વમાં હું ફાવી જઉં એ અશક્ય.

(શાંત થઇ વિચારમાં પડે છે.)

દેવસિંહ—(જાગૃત થઇ) અહિં આવ્યાને આપને અતિ અવસર થઈ ગયો હોય એમ લાગે છે; પરંતુ આજ અધિક વિચારમાં કેમ ?

વિમળ—પુત્ર સહિત પેલી સ્ત્રીને આણવા જેઓને મોકલ્યાં છે, તેઓનું અદ્યાપિ કંઇ ઠેકાણું નથી માટે.

દેવ—એવી વાતોના વિચારમાં પડી મન પીડિત કરવાનું કાર્ય ભલે તમ સંગેજ જોડાયું રહો.

વિમળ—રાજ્ય સંબંધી કાર્યની પીડામાં આપને પાડવા હું રતિ માત્ર ઇચ્છતો નથી.

(માણસો પ્રવેશ કરે છે.)

દેવ—લ્યો ત્યારે, જેઓને સંભારતા હતા તેઓ આપોઆપ અહિં આવી પોં'ચ્યા.

માણસો—નમન આપને.

વિમળ—આવો, પરંતુ કાર્યની સિદ્ધિ કે કેમ ?

---

૧ ચંદ્રને.

**૧. માણસ**—પરમ પ્રયાસે અને પરમ પ્રપંચે અંતે થઇ તો ખરી; અને સ્ત્રી પુત્રને ગુપ્તાલયમાં અમ સંગે આવેલી ચંચળ દાસીના આશ્રય તળે રાખી, અહિં સમાચાર નિવેદન કરવા આવ્યા છિયે.

**દેવ**—ગમે તેમ થયું તોપણ તે ઠીક; કારણ અંતે સારૂં તો સર્વ સારૂં. (રાજાને) ઇચ્છા હાલ આપણી બા'ર જવાની હોય, તો ચાલો ત્યાં જઇ જોઇયે કે તે કેવાં છે.

**દેવ**—હા, ચાલો. (સર્વ જાય છે.)

---

પ્રવેશ ૪ થો.

**સ્થલ—ગુપ્તાલય.**

**વિમળ**—(સ્ત્રીને વિના ભાને સુતેલી જોઇ) આમ કેમ એ ભાન રહિત ? ( સ્વગત ) આહા ! આવી અવસ્થામાં છતાં શું એનું સ્વરૂપ ! ખરેખર સર્વાંગસુંદરી તો આજ.

**દેવ**—(સ્વગત) ધનભાગ્ય મારાં, કે આવી કામિની નારી મુજ કામાર્થે અવનિમાં ઉત્પન્ન થયેલી છે. શું એની સુંદરતા !

**હરિગીત.**

શું સ્વર્ગ છોડી અપ્સરા આવી સુતી ભૂલોકમાં,
કે કામથી[૧] રીસાઇને આવી રતિ[૨] એકાંતમાં,
જે કુસુમ[૩] પાટલ[૪] પેર અંગે રંગ રાજે તે અતિ,
તન ભાગ પેખું જેમ એના તેમ નિજ ચળતી મતિ.—૧

**વિમળ**—( માણસોને ) શું એ નિદ્રાને વશ થઇ આમ પડી છે ?

**૧ માણસ**—નિદ્રાને વશ નથી; પરંતુ બેભાન અવસ્થામાં એ છે. એવી અવસ્થામાં અમે પંડે નાખી; અને જો નહિ નાખતે તો એને અહિં આણવી, એ કાર્ય અશક્ય હતું.

---

૧ કામ દેવ. ૨ કામદેવની સ્ત્રી. ૩ ફૂલ. ગુલાબના રંગ જેવું ફૂલ.

વિમળ—દિન આટલા બધા વિત્યા કેમ ત્યારે ?

૨ માણસ—એથી પણ વધારે વિતતે; જો કદાચ યુક્તિપે ન મોકલ્યો હોત, એના ન રતિમતિમય કે ન સ્વરૂપમય સ્વામીને અન્ય સ્થસે.

વિમળ—(સ્વગત) કેવો કેર ! રૂપમાં રંભાને રંજાડનારી રમાને, રતિ સ્વરૂપમય પતિ તો રહ્યો, પરંતુ રતિ મતિમય પણ નહિ ! અવશ્ય પ્રભુ તુજ રાજ્યે પણ અંધેર છે; કેમકે—

શ્લોક. (શાર્દૂલવિ ક્રીડિત)

પંડે કામ સમાન જો કદી દિસે, વિચિત્ર તેની ત્રિયા[1],
સર્વાંગે રતિ તેમ સુંદર અતિ, પત્ની પતિ રૂપ[2] આ,
જો આવે નજરે લઘુ શિશુ[3] તણી, ત્રાસે રહે વેગળાં,
દે દેખાડી કજોડ ખોડ વિભુ આ, અંધેર છે રાજ્યમાં—૧.

નહિ ! નહિ ! એમાં એમ હોયજ નહિ. ભૂલું છું વિચારમાં એ તો હું; કારણ જે સર્વ જે કંઇ ભોગવે છે તે તો સ્વકરણીનું ફળ.

શ્લોક (માલિની)

અનહદ ધરી સત્તા, સર્વમાં શ્રેષ્ઠ કોઈ,
પ્રતિદિન ઝુરતો કો અન્ન ને વસ્ત્ર પાખી,
જન જગત વિષે આ, દુઃખ વા સુખ પામે,
કરણી નિજ રીત જે, તે રીત ભોગવે તે.—૧.

(રાજાભણી જોઇ સ્વગત.)

ગીતિ.

જોતાં ત્રિયા સ્વરૂપમય, મોહ વિષે છે પડયો ખરે જાતે,
દેખે દીપક પંડે, પડે ઉપર તે પતંગ જે રીતે.—૧

---

૧ સ્ત્રી. ૨ સ્ત્રીના ધણીનું રૂપ. ૩ બાળક.

પણ આ સમયે સ્વાર્થ સાધવો સરળ પડે એમ છે; માટે વિચાર આવા કરવાનું કાર્ય પડતું મુકવું ઠીક છે. (ચાસન) ભાન વિનાની આ સ્ત્રીની અવસ્થા અદ્યાપિ છે, ત્યારે ઇચ્છિત લાભ લેવા શા માટે વિસરવું જોઇયે? (માણસોને) સત્વર જાઓ તમમાંથી જન બે, અને ત્રાહિતને જાણ ન થાય તેમ રાણી પુષ્પવતીને સોંપી આવો આ બાળ. (તેમ કરે છે.)

૧. માણસ—સમયસુચકતા આપે ઠીક ચલાવી; નહિ તો એ ભાનવાન થતે, તો કાર્યની સિદ્ધિમાં જરા પાડતે ખલેલ.

વિમળ—એ તો ખરૂંજ. (રાજા ભણી જોઈ સ્વગત.) જેમ જેમ એના પર વધારે પડે છે એની દ્રષ્ટિ, તેમ તેમ ચળતી જાય છે એની મતિ; માટે અહિંથી ગમન કરવું લાભમય છે અતિ. (ચાસન) મહારાજ, સમય અહિં અતિ વિતી ગયો; માટે ચાલો હવે.

દેવ—હા, ચાલો.

વિમળ—(દાસીને) સાવધ રહી સંભાળ લેજો એની.

દાસી—ચિંતા ન કરવી આપે એ વિષે.

વિમળ—(સ્વગત) ઠીક પડશે અહિં, જ્યારે રાજા ન હોય ત્યારે. (જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

### સ્થલ—માર્ગ.

દેવ—અવશ્ય રાજ્ય પત્નીનું પદ તો એનેજ શોભે.

વિમળ—(સ્વગત) ધારતો હતો તેવીજ ગતિ નૃપતિની છતી જણાતી જાય છે. (ચાસન) એના સ્વરૂપે આપનું ભાન ભુલાવ્યું એ મેં પ્રથમજ આપના મુખચિન્હ ઉપરથી જાણી લીધું; પરંતુ મહારાજ, એમાં કશો સાર નથી. હાલ કામ સાથે કામ રાખવામાંજ માત્ર માલ છે; કારણ—

ગીતિ.

કુસુમ સુવાસિત બદલે, જો તોડે છોડને વિના ભાને,
પામે શું તેથી તે, લાભ નહિ પણ અનર્થને પંડે.—૧

શ્યામદાસ—(પોતાની બારીમાંથી બેઉને જોઇ) આજ વળી આમ એણે કયાં ઉપાડયો હતો રાજાને! શું છે એનો ડોળડમાક! જાણે પંડેજ રાજા, અને રાજા તે તો અનુચર! હાલ સમય છે એની ચઢતીનો, માટે વર્તે છે એ એમ.

દેવ—મારા કહેવાનો ભાવાર્થ એમ નથી કે એને રાજ્ય-પત્નીનું પદ આપવું; પરંતુ એ પદને એ શોભે એવી એ સુંદર છે.

વિમળ—ત્યારે તો ઠીક. (એકાંતાલયે જાયછે.)

---

પ્રવેશ ૬ ઠ્ઠો.

સ્થલ—એકાંતાલય.

વિમળ—(સ્વગત) રૂપવતી જે નથી વર્તતી મુજ આજ્ઞા પ્રમાણે, તેની દાસીને કહી આવ્યા પ્રમાણે સમય થયો છે; માટે લઇ જઉં રાજાને આજ એને સ્થલે. કરશે દાસી રાણી સંગે મુજ સંબંધી વાત, તો અવશ્ય એ મુજ પ્રતિ અતિ ધિક્કાર દર્શાવશેજ. લાભ લઇ આનો સમજાવીશ હું નૃપને કે એ આપ સંબંધી છે. સમજાવ્યા પ્રમાણે મારા, એણે એને ત્યાગી તો છે; પરંતુ આથી થશે એમ કે કોઇ દિન એ એનું નામજ લેશે નહિ. પછી પણ શું એ રૂપવતી મારૂં નહિ માનવાની! અવશ્ય માનશેજ. (પ્રકાશ) મહારાજ, રૂપવતીનો આપ પ્રતિ કેટલો પ્રેમછે, એ વિષે વધારે નિશ્ચય કરવો હોય તો ચાલો આજ એને સ્થાને.

દેવ—ચાલો જો આપની ઇચ્છા હોય તો.

વિમળ—સમય અનુકૂળ છે, માટે ચાલો.

દેવ—ચાલો. (જાય છે.)

## પ્રવેશ ૭ મો.

### સ્થલ—પ્રાસાદ.

શ્લોક (શિખરિણી)

રૂપવતી—

તૃષાએ[1] પીડાતો, વિકટ વનમાંહિ જન યથા,[2]
પડે ભાનુની[3] જ્યાં, પરમ ગગનેથી બળતરા,
પીડાઉં એ રીતે, નિજ પતિતણા દર્શન તણી
તૃષાથી પંડે હું, નહિ નહિ મટે લાગતી ઘણી.—૧

(દાસી, પ્રધાન અને રાજાને આવતા જોઇ રૂપવતી
પાસે જાય છે, અને તેઓ પ્રવેશ કરી ગુપ્ત રહેછે.)

કરૂં હું તે હવે શું !

**દાસી**—યુક્તિયે કર એનું મન આનંદ, કે વળે કંઇ તારૂં.

**રૂપ**—ઇચ્છતી નથી જેનું મુખ જોવા, તેનુંજ તેનુંજ મન તે કેમ આનંદ કરી શકું !

**વિમળ**—મહારાજ, સાંભળો; આપનું મુખ પણ જોવા એ નથી ઇચ્છતી.

**દેવ**—શું એ દુષ્ટા મારૂં મુખ પણ જોવા નથી ઇચ્છતી ?

**વિમળ**—સાંભળોછો એ તો આપ કાનોકાન.

**વિમળ**—ચાલો ત્યારે અહિંથી ; કારણ એવી દુષ્ટાનાં વચન સાંભળી કાન અપવિત્ર કરવા એ ઠીક નહિ.

**દેવ**—હવેથી એનાં વચન તો શું સાંભળવાં; પરંતુ એના પ્રાસાદ ભણી દ્રષ્ટિ કરવી. એ પણ અશક્ય.

**વિમળ**—એ તો સ્પષ્ટ છે, કે આપ પ્રતિ એનો પ્રેમ તલભાર નથી.

**દેવ**—જેમ એનો મુજ પ્રતિ છે; તેમ મારો એ પ્રતિ છે.

---

૧ તરસથી. ૨ જેમ. ૩ સૂર્યની.

વિમળ—ઘટે આપને એમજ કરવું. ચાલો હવે. (જાય છે)

---

## પ્રવેશ ૮ મો.

### સ્થલ—પ્રાસાદ.

પુષ્પ—

શ્લોક (શાર્દૂલવિક્રીડિત)

નારીમાં અતિ પદ્મિની સરસ છે, રાણી વિષે હું વડી,
માનિતી થઈ આજ આ ભવનમાં[1], રંગે રમું રાત દી[2],
પામું માન અપાર સૌ જન થકી, દેખું ન હું આપદા[3],
માનું માત્ર પ્રધાનનાં ચપળ જે, વાનાં ખરે છે રૂડાં.—૧

શ્લોક (ભુજંગી)

વળી કૂળ જે અંધકારે પડેલું,
ઘણું તે હવે પુત્રદીપે[4] પ્રકાશ્યું,
ન હું ધારતી સ્વપ્નમાં એ કદાપિ,
થયું તે થયું તે થયું એ શુરાથી.—૧

વળી—

ગીતિ.

વેલ કુસુમથી શોભે, એ રીતે આ પ્રધાનથી છું હું,
છોડું ત્યારે શાને, એવા જનને, વિમાસવા સારૂં.—૧

કારણ—

શ્લોક (માલિની)

રતિ[5] મતિમય[6] રાજા, તે તણો શો ભરોસો,
પળ પળ પલટાવે,[7] પ્રેમ પત્ની પ્રતિનો,
નિજ મન તલપાવે, નારી રંગીલી માટે,
મૃગ પર તલપે છે, સિંહ તેની રીતિયે.—૧

---

૧ ઘરમાં. ૨ દિવસ. ૩ દુઃખ. ૪ પુત્રરૂપી દીવાથી. ૫ થોડી. ૬ બુદ્ધિવાળો. ૭ ફેરવે.

પરંતુ—

ગીતિ.

ઠામ ઠરી બેઠી છું, કારણ તેનું પ્રધાન છે પંડે,
નષ્ટ નીતિના નૃપને, નવિન નિયમથી નિશદિન સમજાવે.—૧

દાસી—(પ્રવેશ કરી) પુષ્પવતી, પ્રધાન અહિં આવતા હોય એમ છે.

પુષ્પ—ભલે આવે, અને જા તું માન સહિત પ્રવેશ કરાવ. (તેમ કરે છે, અને પ્રધાન પ્રવેશ કરે છે.)

પુષ્પ—(પ્રધાનને જોઈ મલકાતી) આવો.

વિમળ—આવિયે છિયે અને આવ્યા, પરંતુ કેમ હવે આનંદ તો ખરાં ?

પુષ્પ—તમ સરખાનો પ્રેમ જયારે અમ ઉપર અધિક છે, ત્યારે તેમાં ઉણું કયાંથી રહે !

વિમળ—વારૂં પણ કુંવર કેમ છે ?

પુષ્પ—મનમાનતો છે ; પરંતુ આપે જે આ કાર્ય કર્યું તે આપણી પ્રજા કેમ માનશે ?

વિમળ—મારે મન એ કાર્ય કંઇ નથી; કારણ—

ગીતિ.

પલ્વલ[1] કેરી ગણના, જેમ બને ઉદધી[2] તણી પાસે,
તેમ કોધિનાં કાર્યો, કને અતિ તુચ્છ આ મને ભાસે.—૧

પ્રજાને જાણ થવા લાગીછે, કે રાણી પુષ્પવતી હાલ ગર્ભવંતી છે, એક દિવસે બુમ એવી ઉડાવીશું, કે આજે પુત્રનો પ્રસવ થયો. કોણ જોવા આવે છે કે અહિં કાળાં ધોળાં શું થાયછે. જેઓ જાણનાર છે તેઓ જરને વશ; માટે તેઓને જેમ આજ્ઞા થઇ હોય તેમ તેઓ તો વર્તે.

---

૧ ખાબોચિયું; અથવા નાનું તળાવ. ૨ સમુદ્ર.

પુષ્પ—ઉત્તમ આ આપની યુક્તિ.

વિમળ—જઈશ હવે હું. કહેવા એજ આવ્યો હતો, કે કુંવરની સંભાળ લેવી.

પુષ્પ—ચિંતા ન કરવી આપે રતિમાત્ર.

વિમળ—ચિંતા રાખવા જેવું છેજ નહિ; કારણ એને માટે જે સ્ત્રી રાખવામાં આવી છે તે ઘણી ચંચળ છે. (જાય છે)

---

## અંક ૨ જો.

---

પ્રવેશ ૧ લો.

### સ્થલ—વિમળદાસનું ગૃહ.

વિમળ—વિચાર એ ગુપ્તાલયમાં રાખેલી સ્ત્રી વિષે મુજ મનમાં ઘુમ્યાજ કરે છે; માટે કરવું એનું કેમ! લેવી, સેવી, એને અવશ્ય સ્વાધીનમાંજ, ન જવા દેતાં રાજાના હસ્તમાં; કારણ—

ગીતિ.

રત્ન રખડતું જયારે, યત્ન વિના જો મળે કદી ત્યારે,
છોડે અલ્પ વિચારે, ગમાર તે શું ગણાય ના ભારે?—૧

ગણાયજ. લાગે છે તો એમ, કે ચઢશે એ મારેજ હસ્તે; કારણ—

ગીતિ.

રાજય વિષે ઇચ્છું જે, કાર્યો તે સૌ બને વિલંબ વિના,
યંત્રરૂપે[1] ભાસે જે, કળ જેની ગતિ ધરે થકી ભુજ આ.[2]—૧

---

૧ જે રાજય યંત્રરૂપે છે. ૨ કળ જેની માત્ર આ મારાજ હાથથી ફરી શકે.

વળી—

ગીતિ.

રાજ્ય અને રાજા શું, સમજેનહિ જે લગાર નૃપ જ્યારે,
પ્રજા વળી તે શું છે, કરી શકે શું ગમાર તે ત્યારે.—૧

ભૂલું છું અવશ્ય આ વિચારમાં તો હું; કારણ કાર્ય આ રાજ્ય સંબંધી નથી. છે એ સ્ત્રી સંબંધી. જરા કઠિણ તો ખરૂં. કારણ—

ગીતિ.

સુંદર નારી નેહે[1], નિમગ્ન[2] નૃપ આ રહે રીતે એવી,
કામ રત નારીમાં, લીન[3] બનીને રહે રીતે જેવી,—૧

માટે જરા એ આડે આવે એમ છે, ખરેખર—

ગીતિ.

અન્ય સ્થિતિ વતિ મળતી, ગતિ નૃપતિની સમાન મુજ આજે,[4]
કારણ તેનું એકે, રૂપ વિષે રત્ન તેમ એ રાજે.—૧

મુજ સંગે રહેલી કામિની કેસર કરતાં પણ એ કાંતિમય અપાર. ત્યારે તો ગમે તેવા પ્રયત્નો કરી ઇચ્છિત કાર્યની સિદ્ધિ કરવી. કરવી અને કરવીજ. જઉં ત્યારે તો હાલ ગુપ્તાલયમાં. (જાય છે)

---

પ્રવેશ ૨

**સ્થલ—ગુપ્તાલય.**

**વિમળ**—(દાસીને સન્મુખ આવતી જોઇ) કેમ છે એ?

**દાસી**—જરા ઠીક છે.

**વિમળ**—બોલી તે કંઇ?

---

૧ પ્રેમમાં. ૨ ડુબેલા. ૩ ડુબેલા. ૪ બીજાની સ્થિતિને મળવાને બદલે, મારી સ્થિતિ રાજાની સ્થિતિને આજ મળતી છે.

દાસી—ભયભીત થતી ઘણાએ પ્રશ્ન પુછ્યા, પરંતુ સીધે સીધા મેં કંઇ ઉત્તર આપ્યા નથી; માટે આજ્ઞા કરવી આપે, કે મારે શું કરવું ?

વિમળ—સમજાવ એને એ રીતિયે, કે એ વર્તે નિશ-દિન મુજ આજ્ઞા પ્રામાણે.

દાસી—એ મારૂં કામ.

(સુંદર કને તે જાય છે, અને પ્રધાન ગુપ્ત રહે છે.)

સુંદર—(દાસીને આવતી જોઇ) હે બાઈ, હું તને કર-ગરી કરગરી પુછુંછું, તે છતાં તું ઉત્તર કેમ કંઇ મુજને દેતી નથી ? સ્ત્રી સારી જાણી તુજ વિશ્વાસ કર્યો, તે એટલાજ માટે, કે ઘરદ્વાર છોડાવી, પતિ ત્યજાવી, તેમ નાના બાળનો પણ વિ-યોગ કરાવી, ઉત્તર અંતે કંઇ નહિ દેવો !

દાસી—જયારે તું કરગરી પુછે છે, ત્યારે કહું છું તુ-જને ઉગરવા માટે એક ઉપાય; માટે સાંભળ.

સુંદર—સાંભળું છું.

દાસી—આ આલયને ગુપ્ત બંધન તું સમજજે, જયાંથી તુજને મુક્ત કરનાર રાજ્યની સર્વ સત્તા ધારણ કરનાર રાજાથી પણ અધિક જે તેના પ્રધાન, તે વિના અન્ય કોઇ નથી; માટે વર્તવા વચન આપે જો તું તેની આજ્ઞા પ્રમાણે, તો છુટવા પામે અહિંથી સત્વર.

સુંદર—(સ્વગત) આ તો કોઇ દુષ્ટ પ્રધાનની રાખેલી કુટણી હોય એમ છે, અને પ્રથમ જેમ મુજને પાશમાં પાડવા ફાવી ગઇ, તેમ હાલ પણ એ ઇચ્છે છે; માટે એની સંગે નમીને ચાલવું હાનિકારક છે. (ચાસન) એથી અધિક સત્તાવાળા મુજ કને દાસ સમાન રહી ગયાછે; તો શું હું સત્તા ઉપર મોહી જઉં એમ તું ધારે છે ?

**વિમળ**—(સ્વગત) આ તો કોઇ ચંચળ ચતુરા હોય એમ છે. (પોતાનો દેખાવ દે છે.)

**દાસી**—આ આવ્યા પ્રધાનજ પંડે.

**વિમળ**—અબળા થઇ આટલો ગર્વ શાને કરે છે? મોહીશ, મોહીશ, તુંજ મોહીશ અંતે સત્તા પર. સત્તા મારી અહિં કેટલી છે, તે વિષે નથી પડી હજી જાણ તુજને; માટે જાણી લઇ એ આ દાસી પાસેથી, વિચાર કરજે પૂર્ણ રીતિયે. (જાય છે.)

---

પ્રવેશ ૩ જો.

**સ્થલ--શ્યામદાસનું ગૃહ.**

**માનસિંહ**—(પ્રધાનને માર્ગે જતાં જોઇ) શ્યામદાસ, જુઓ! તમારો સગો જાય.

**શ્યામ**—હાલ જ્યારે ને ત્યારે એ અહિંથીજ જાય છે.

**માન**—એને કોઇ દિન સદાચારની વાત સુઝશે કે નહિ?

**શ્યામ**—ક્યાંથી સુઝે!

ગીતિ.

કરતાં કાળાં ધોળાં, વર્ષ વિતાડયાં પછી કથા શાને
સમજે સદાચરણની, વૃક્ષ વળ્યું તે બને સીધું કેમ.—૧

વળી—

ગીતિ.

વિષ[1] ભર્યું કો સ્થાને, સુધા[2] બને ના પ્રયત્ન અતિ કરતાં,
તેમ દુરાચારો જ્યાં, બને સદાચાર ના કદી મથતાં.—૧

**માન**—સત્ય કહ્યું આપે.

**શ્યામ**—એના જેવો દુષ્ટ અમારામાં કોઇ ઉત્પન્ન નથી થયો, પણ એક એજ; કારણ—

---

૧ ઝેર. ૨ અમૃત.

ગીતિ.

પેચથકી પાપિયે, પ્રધાન પદ પામવા લીધા જીવને
પ્રથમ પ્રવિણ પિત્રાઇ, બંધુ પ્રાણ ન ગણી સગાઈને.—૧

માન—શું સત્ય છે આ ?

શ્યામ—હા.

માન—ત્યારે એમ કરતી વેળા એને તેની ચંચળ તેમજ સ્વરૂપમય સ્ત્રીની પણ જરા દયા નહી આવી ?

શ્યામ—

હરિગીત.

દાંડી કમળની તોડતાં ના સમય જેવો લાગતો,
ને તે વિષે અડચણ નડે નહિ સેજ બનતું કાર્ય તો,
જન પ્રાણ લેવા તેમ જે નહિ કઠિણ પંડ જાણતો,
પણ રમત ગંમત આપનારી નિજ મને જે ધારતો.

તેને મન દયા કયાંથી હોય !

માન—ત્યારે શું એ વૈધવ્યના બળાપાથી ઝુરી મરતી તરૂણીનો હાય એને ન લાગવાની ?

શ્યામ—શા માટે નહિ ?

હરિગીત.

મૃત્યુ થયું જે ઢોર કેરૂં તે તણા પણ ચર્મની
અતિ ફુંકથી થઇ જાય લોહું ભસ્મ સંગે અગ્નિની,
તનમાંહી જીવતી સ્ત્રીતણા જવાળા બળે તે સાથમાં,
પછી હાય કેરી ફુંક મળતાં એ કરે શું કાર્ય ના.—૧

માન—સર્વ કરી શકે.

શ્યામ—માટે ભોગવશે એ પણ.

**માન**—હાલ કેમ છે એ સ્ત્રી ત્યારે !

**શ્યામ**—એની સ્થિતિ વિષે શું પુછવું !

શ્લોક (માલિની)

સ્વરૂપ સુપતિ સંગે, સર્વ ઉડી ગયું છે,
તરૂણી મતિ ત્યજીને, બાંવરી જે બની છે,
પતિ પતિ જપતી જે, દિન ગાળે બળાપે,
નહિ નહિ બચવાની, તે હવે કો પ્રકારે.—૧

**માન**—સાંભળ્યાથી હૃદય ચીરાય છે, તો તેમ કરનારને કેમ કંઇ લાગતું નહિ હોય ?

**શ્યામ**—નજ લાગે; કારણ કસાઇને સ્વકર્મ કરતાં નથી લાગતી કંઇ અરે.

**માન**—પછી ?

**શ્યામ**—પછી એ પદ પામ્યો પ્રધાનનું; પરંતુ ન થયો સંતોષ ; કારણ—

શ્લોક (વસંત તિલકા)

વિદ્યાવિનોદ વિષયી[1] નૃપ બંધુ એવો,
શુરો પુરો બળ વિષે વનરાજ[2] જેવો,
ભાનુ[3] સમાન દીપતો રૂપમાંહી તેનો,
એ અંગ ભંગ વિષથી કરવા ચુક્યો ના.—૧

જેની પ્રાણ પ્રિય પતિવ્રત પાળનારી પત્નીની દશા થઇ અંતે આવી.

શ્લોક (ભુજંગી)

પતિના ગયાથી ગણ્યાં તુચ્છ જેણે,
સુખો સર્વ સંસારનાં, દેહ તેણે,
ખમાયો વળી ના વિયોગી બળાપો,
ગઇ તે થકી તેની પુઠે સતી તો.—૧

---

૧ વિદ્યાથી મળતો જે આનંદ તેમાં લીન. ૨ સિંહ. ૩ સૂર્ય.

માન—સકુમાર સુંદરી સ્વલ્પ સમયમાં સિધાવી સ્વામીની પુઠે, એજ સાક્ષી પુરે છે કે એ ખરી સતી, અને પ્રેમની પૂર્ણ જાણીતી.

શ્યામ—તેમાં શો સંદેહ!

માન—પછી?

શ્યામ—પછી અંતે,—

ગીતિ

વસતાં રાજ્ય વિષે જે, અડચણ જેઓ થકી થતી એને,
અન્ય રીતિયે દઇને, દુઃખ, ર્ક્યા શાંત છે તદન સૌને.—૧

માટે મેં તો નિશ્ચય ર્ક્યો છે, કે કોઇ પણ પ્રકારે એ સર્વનું વેર, જોકે ત મુજપ્રસંગે સગપણથી જોડાયલો છે, તોપણ લેવું. શાંતિ પણ ત્યારેજ થશે મુજને.

માન—એ પ્રતિ તમારો એટલો અભાવ છે, ત છતાં એ સંગે જે મેળાપ રાખ્યો છે, એ ઠીક છે.

શ્યામ—પરંતુ તેથી ત કંઇ પોતાની ગુપ વાત અગુપ્ત કરતો નથી.

માન—ત્યારે તમને આ વાતોની જાણ કયાંથી થાય છે?

શ્યામ—રાજ્યના અનેક અધિકારિયો ન જાણે એ જેમ, તેમ મુજ પક્ષમાં છે, તેઓ થકીજ્યથી.

માન—ચાલો હવે તો અન્ય સ્થલે જઇ વિસ્મૃતિ કરિયે આ સર્વની; કારણ એ દુષ્ટના વૃતાંતે દુખિત ર્ક્યાં અતિ આપણાં અંતઃકરણ.

શ્યામ—વિસ્મૃતિ તેમ નહિ થવાની. તે છતાં ચાલો.

## પ્રવેશ ૪ થો.

### સ્થલ—પ્રાસાદ.

દેવ—(સ્વગત) કેટલાએક દિવસ થયા, નથી પડતી મુજને કંઇ કળ. વળી આ પુષ્પવતી પણ મનથી જાણે અતિ ઉતરી ગઇ હોયની ! અવશ્ય—

ગીતિ.

મનમોહન મૂર્તિનો, મોહ મહા મુજ મને થયો થકો તે,
વનિતા[1] વદન[2] અવરનું, ભાસે જાણે ગ્રહણ શશિ[3] છે તે.—૧

પુષ્પ—(સ્વગત) ન આવવાની હશે કોઇ મનમોહના એકાંતાલયમાં, માટેજ સ્વામને આગમન અહિં કરવા આજ્ઞા કરી હોય એમ છે. પરંતુ વિચાર વિચિત્ર તો મનમાં ઘુમ્યાજ કરેછે.

દેવ—(સ્વગત)

ગીતિ.

મળવા મન મુંઝાતું, માનિનીને મટે ન તે મારૂં,
સાધી સમય સિધાઉં, સુંદરી સ્થાને સ્વશાંતિને સારૂં—૧

વળી સમય રાત્રીનો છે, પ્રધાન પાસે છે નહિ, અને ગુપ્તાલય નથી અહિંથી આઘે; માટે રમી આ પુષ્પવતી સંગે પ્રપંચ, અવશ્ય એ મનહરણીનો મેળાપ તો કરવો. અન્ય હતે કોઇ, તો તેને બોલાવતે એકાંતાલયમાં, મોકલી નવિન સ્ત્રિયોને લાવવા માટે રાખેલાં દૂત અથવા દૂતિને. આની સાથે તેમ વર્તાય એમ છે નહિ; કારણ વચ્ચે પ્રધાનનું નડતર. કરૂં કંઇ ગોઠવણ માટે તે. (પ્રાસન) પ્રિયે, ગોઠતું નથી મુજને અહિં, માટે જઇશ હું એકાંતાલયમાં.

પુષ્પ—આ સમયે, અને ત્યાં શું એકલા રહેશો તેથી ગમશે?

દેવ—લાગે છે તેમ ખરૂં.

---

[1] સ્ત્રી. [2] મુખ. [3] ગ્રહણનો ચંદ્ર.

**પુષ્પ**—ત્યારે આપની જેવી ઇચ્છા. (રાજા જાય છે)

**પુષ્પ**—(એકાંતાલયને માર્ગે ન જતાં, અન્ય માગ જતાં જોઇ) દાસી કયાં છે તું ?

**દાસી**—આવી. (આવે છે)

**પુષ્પ**—કયાં જાય છે હાલ મહારાજ, તે જોવા મોકલ સત્વર પેલા ચંચલ માણસને, અને તેને કહેજે કે એ કામ કયા પછી, એકોશ્વાસે જઇ તેની જાણ કરવી પ્રધાનને.

(દાસી જાયછે)

---

પ્રવેશ ૫.

**સ્થલ ગુપ્તાલય.**

**દાસી**—એ પ્રતિ તું એટલો અભાવ દર્શાવે છે, તો જરા વિચાર કર; કારણ—

હરિગીત.

આ રાજ્યમાં રાજા ગણે તો એજ મનથી ધારજે,
વળી એજ સૌનો થાપનાર ઉથાપનાર વિચારજે,
જન સર્વ આજ્ઞામાં રહી થરથર અતિ ત્રાસે ધ્રુજે,
તો તે વિના તુજને અહિંથી મુક્ત કોણ કરી શકે.—૧

**સુંદર**—

ગીતિ.

રાજ્ય તણા ઉપરી જે, પ્રધાન દાસત્વ[૧] નિત્યનું કરવા
રહે સમીપ[૨] જેની તે, મુજને શું નહિ સમર્થ છોડવવા.—૧

**દાસી**—

ગીતિ.

દાસ દિસે દેખીતો, ગુપ્ત ગતિમાં ગણાય તે પંડે,
નૃપરૂપ અજની[૩] પાસે, સિંહ રૂપે તો કરી શકે શું તે.—૧

---

૧ ચાકરી પણું. ૨ પાસે. ૩ બકરો.

માટે—

ગીતિ.

**સમજ સમજ સુંદરી હે, હઠ કરવામાં ન લાભ લવ પામે,**
તેથી અવશ્ય પણ તું, દેખીશ ભવમાં વિલાસ નહિ નામે.—૧

અંતે પછી એના બળાત્કાર આગળ તારી હઠ શું કરી શકવાની હતી; માટે માની મારૂં, મળ પ્રથમ એ સંગે, અને કર પછી મુક્ત થવાના પ્રયત્નો. (રાજા પ્રવેશ કરે છે.) અરે! આ સમયે રાજા કયાંથી!

**સુંદર**—કોણ? રાજા!

**દાસી**—હા.

**સુંદર**—મહારાજ વંદન કરૂં છું હું આપને.

(પ્રધાન પ્રવેશ કરેછે, અને ગુપ્ત રહી સાંભળે છે.)

**દેવ**—સર્વાંગસુંદરી, શું નામ તારૂં?

**સુંદર**—(સ્વગત) લાગે છે આ પણ પંડે વિચિત્ર. (પ્રકાસન) નામ મારૂં સુંદર.

**દેવ**—ખરેખર નામમાં પણ વસેલો છે રૂપ જેવોજ ગુણ; પરંતુ હાલ આનંદમાં કે કેમ?

**સુંદર**—(સ્વગત) આમજ છે; યથા પ્રધાન તથા પ્રજાપતિ; પણ સર્વ સંગે બગાડવામાં નહિ જઇશ હું ફાવી. (પ્રકાશન) જ્યારે દુષ્ટ કર્મનો કરનાર પ્રધાન, જે આપનો સેવક, તે પાશમાં નાખે અબળાને, અને પોતાની દુષ્ટેચ્છા હાંસલ કરવા અધિક જણાવે તે કને આપ કરતાં પણ પોતાની સત્તા, પછી કયાંથી આનંદમાં!

**વિમળ**—(સ્વગત) નહિ હતે જો કદી રાજા અહિં, તો અવશ્ય નહિ મુકતે એ દુષ્ટાના આ સમયે પ્રાણ લીધા વિના.

**દાસી**—(સ્વગત) રહેશે અહિં જો રાજા વધારે વાર, તો ખચિત અનર્થ થશે; માટે ભય આપું એવો કે એ જાય સત્વર અહિંથી.

દેવ—પ્રધાન જે અહિં આવતા હશે, તે માત્ર તુજ સ્થિતિ વિષે પુછવાને માટે.

દાસી—હા તેટલાજ માટે, અને આજે પણ આ સમયે અહિં આવનાર છે.

વિમળ—(સ્વગત) ઠીક લગાવી યુકિત.

દેવ—શું આ સમયે એ આવનાર છે ?

દાસી—હા અવશ્ય.

દેવ—(સ્વગત) ઠીક થયું એણે આ ચેતવણી આપી તે. (આસન) ભલે આવે, અને વખત વિતી ગયો છે અતિ માટે જઇશ હું.

વિમળ—(સ્વગત) જઉં ત્યારે પ્રથમ હું; પરંતુ આ દુષ્ટાને જો રાખી તો કાળો કેર થાય એમ છે; માટે લાભમય એજ, કે ઘડવો એનો ઘાટ ઘડી થોડીમાં. (જાય છે.)

દેવ—(જરા આઘે જઇ) દાસી આમ આવ.

(તેમ કરે છે.)

સુંદર—(સ્વગત) નથી, નથી પડતી મુજને રતિભાર પણ કળ, કે આ સર્વ શું બને છે ? વળી નથી શકતી કહી કે મારૂં શું થવાનું ?

દેવ—(કંઇ લાલચ આપી) હું અહિં આવ્યો એ વિષે જાણ ન કરતી પ્રધાનને, અને કરજે એવી ગોઠવણ કે પ્રધાન ન હોય અહિં, તેવામાં આવે એ એકાંતાલયમાં.

દાસી—મહારાજ, એ અતિ હઠીલી છે, માટે નહિ માને! પરંતુ કહુંછો જયારે આપ પંડે, ત્યારે યથા શકિત વાપરી કરીશ એ કાર્ય.

દેવ—અવશ્ય કરજે; કારણ છે તે તારા હાથમાં છે.

(જાય છે.)

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થલ—વિમળદાસનું ગૃહ.

વિમળ—જ્યારે ને ત્યારે એ ગુપ્તાલયમાં પડેલી સ્ત્રી મારૂં અપમાન, અપમાન, અને અપમાનજ કર્યા કરે છે. વળી

હરિગીત.

આ રાજ્યકેરી સર્વ સત્તા હસ્તમાં સોંપી મને,
ને નૃપ ભય રાખી કદી મુજ ભંગ આજ્ઞા ના કરે,
દિન ક્યાં ઉગે ને અસ્ત પામે એ વિષે જાણે નહિં,
તે માંહિ ચંચલ એ ચતૂરા ફેર પાડે એ સહી.—૧

રાખવા પામું જો કદાચ એને હું મારા સ્વાધીનમાં, તોપણ રાજા કંઇ એનો કેડો છોડે એમ લાગતું નથી. મોહ-પાશમાં એના પડયાથી કદાચ છોડી દે એ શરમ, તો અવશ્ય અતિ હાનિકારક થાયજ. વળી સોંપું જો હું પંડે એ સ્ત્રી રાજાને, તો તે મુજને જડમૂલમાંથી ઉખેડી નાખ્યા વિના કદી પણ રહે નહિ. ત્યારે તો—

ગીતિ.

પાઇ પય[1] નાગણને ઉછેરવાથી બને પછી જેવું,
તેવું આ નારીથી, બને વિના સંશયે દિસે એવું.—૧

કારણ—

ગીતિ.

આવી અત્રે[2] જ્યારે, તે અવસરથી અભાવ દર્શાવે,
રૂપવતી નૃપકાંતા[3], જેમ સદા આચરે વિના ભાવે[4].—૧

માટે ઘડવો એનો ઘાટ એજ ઉત્તમ. વળી—

---

૧ દૂધ. ૨ અહિં ૩ રાજાની સ્ત્રી. ૪ પ્રેમે.

ગીતિ.

શાંતિ દિસે સૌ સ્થલમાં, સમય સરસ સાધવા સ્વમન ધાર્યું,
મૃત્યુ ભગિની[1] કેરી, સૌ પર સત્તા અતિ હવે ધારૂં[2].—૧
જઉં ત્યારે તો ગુપ્તાલયમાં કરવા એ ગુપ્ત કાર્ય. (જાય છે.)

---

પ્રવેશ ૭ મો.

સ્થલ–ગુપ્તાલય.

વિમળ—(ચોકીદાર ન જાણે તેમ ઉપર ચઢી) ઇચ્છા પ્રમાણે અહિં આવી તો પુગ્યો. (ધ્વનિ સંભળાય કે; "નહિ! નહિ! એ દુષ્ટ પ્રધાન સંગે પ્રસંગ હું નહિ પાડવાની"!—તેથી આગળ વધતો અટકી.) શું અદ્યાપિ એ હઠીલી સ્ત્રી દાસી સાથે કર્યા કરે છે વાદ! (ફરી ધ્વનિ સંભળાય કે; "કેટલાં કેટલાં વખાણુ તેનાં કે જેની રાજ્યનિતિ એવી કે અમ જેવી અબલાને પુરી આવાં બંધનમાં, અંતે દુઃખની બળતી જ્વાળામાં હોમી દેવી!") ભાસે છે તો એમજ. ત્યારે તો થવો અશક્ય છે કાર્યની સિદ્ધિ. ગુપ્ત રીતિયે જોઉં જો કંઇ વળે એમ હોય તો. (આગળ વધેછે, અને સુંદરને નિદ્રામાં આમ લવતી ભાળે છે; "મરીશ, મરીશ, પણુ માનીશ નહિ હું"!) નથી વિસરતી જે મુજ પ્રતિ રાખેલો અભાવ નિદ્રાવસ્થામાં, તેજ તેજ કેમ વિસરે મારૂં કાટલું કાઢવા, જ્યારે જોડાય તે નૃપ સંગે; માટે વિના વિલંબે કરૂં હવે તો જે કરવાનું છે કાર્ય તે.

(નાનું પાત્ર કાઢી પ્રથમ સુંદર અને દાસીને ઘેનમાં નાખે છે, અને પછી ઝેરની અસર સુંદરને કરે છે, અંતે એક પાત્રમાં અફીણુ ઘોળેલું હોય તેમ કરી, અને તે સુંદર પાસે રાખી ત્યાંથી નિકળી જાય છે.)

---

૧ નિદ્રા. ૨ મધ્ય રાત્રીનો સમય દર્શાવે છે.

## પ્રવેશ ૮ મો.

### સ્થલ—શ્યામદાસનું ગૃહ.

**શ્યામ**—માનસિંહ, આગળ વાત ચાલતી કે માનિતી ગર્ભવંતી છે; અને હવે ચાલે છે, કે એને પુત્રનો પ્રસવ થયો; એ શું સત્ય છે?

**માન**—સત્ય લાગે છે, કારણ જે દિવસે પુત્રનો પ્રસવ થયો તે દિવસે—

શ્લોક (ભુજંગી)

દિવાળી તણા પર્વમાં સર્વ સંગે,
સુવસ્ત્રો સ્વઅંગે સજીને સુરંગે,
પુરે પુરવાસી મળીને ફરે છે,
થયું ભૂપતિ ભ્રમિમાં તેમ જાણે,—૧

**શ્યામ**—અજ્ઞાન અને ભોળી પ્રજાને તો જેમ ભમાવી હોય તેમ તે ભમે; ત્યારે તેનાથી ફેલાયલી વાત શું સત્ય માનવી?

**માન**—જો બનશે મારાથી તો કાઢીશ તેની ભાળ.

**શ્યામ**—ક્યાંથી?

**માન**—અતિ દ્રવ્ય ઉડાવી પ્રધાનની ઉપસ્ત્રી જે કેસર, તેને સ્થલે હું જવા પામ્યો ત્યાંથી.

**શ્યામ**—વારંવાર તમે તે જગ્યાએ જાઓ છો એ ઠીક નથી; કારણ એ એક વિકાળ સિંહની ગુફા છે.

**માન**—હું એ ગુફામાં એવી રીતિયે જઉં છું કે તેના સિંહને તેની જાણ કોઇ પણ પ્રકારે ન થાય.

**શ્યામ**—ઠીક ત્યારે ભાળ કાઢજો; કારણ મારા સાંભળવા પ્રમાણે એ કુંવર ત્રાહિતનો છે.

**માન**—કાઢીશ, પરંતુ ચાલો હાલ; કારણ મધ્યાનકાલ થવા આવ્યો છે. માટે લઇયે જરા આરામ.

**શ્યામ**—ચાલો ઉઠો ત્યારે. (જાય છે.)

## પ્રવેશ ૯ મો.

### સ્થલ—ગુપ્તાલય.

દાસી—(નયન ઉઘાડી) આ હા! આજ આમ કેમ!

### ગીતિ.

પ્રફુલ્લિત કરનારો જે, ઇંદિવરનો[1] પતિ[2] ગયો ગગને,
જ્યાં ત્યાં પ્રકાશ તેનો, રહ્યો છવાઇ[3] પણ નહી ગમ મુજને.–૧

(ઉઠવા જાય છે પણ કઠિણ પડે છે.) થયું આતે આજ શું!

### શ્લોક (માલિની)

ગતિ અતિ કરીને જે, જેમ થાકી પડે છે,
ઝટપટ ઉઠવાની, હામ પંડે ત્યજે છે,
તન પણ તુટતું ને, છેક પીડાય જેવું,
સ્થિતિ મમ થઇ શાને, એવી જાણું નહિ હું.—૧

(સુંદર ભણી જોઇ) આશ્ચર્ય! આશ્ચર્ય કે સુંદર પણ અદ્યાપિ ભરનિદ્રામાં જેમ તેમ પડી રહી છે. (ઉઠાડવા જાય છે) સુંદર, સુંદર, સમય અતિ વિતી ગયા છતાં કેમ આમ વિના ભાને પડી રહી છે? કેમ ઉત્તર કંઇ દેતી નથી! (મુખપર દ્રષ્ટિ પડવાથી) આ તે શું!

### શ્લોક (માલિની.)

વદન[3] તુજ અરેરે, કેમ આવું થયું છે,
અતિશય કરમાઇ, પદ્મ[4] જાણે પડયું છે,
છુટી પડી ગઇ વેણી[5], કેશના હાલ શા આ,
લટ થઈ લટકે ને, કોઇ જ્યાં ત્યાં પડેલા.—૧

---

૧ એક જાતનું કમલ જે સૂર્યથી પ્રફુલિત થાય છે. ૨ સૂર્ય. ૩ મુખ. ૪ કમલ. ૫ અંબોડો.

(અંગપરીક્ષા કરી) આમ કેમ !

ગીતિ.

શાંત થયાં સૌ ગાત્રો, પડે ન કળ રતિ મને હવે કેમ,
શુષ્ક[1] લતા[2] જેવી તું, લંબ થઇને રહી પડી શાને.—૧

(પાત્ર પાસે પડેલું લઇ અને તેની પરીક્ષા કરી) લાગે છે તો આમાં વિષ. સમજી ! સમજી ! સર્વ સમજી ! સુંદર ! સુંદર ! કર્યો કાળો કેર તેં તો ! હઠ પકડી હતી તે અંતે આમજ કરવા ! સુંદર ! ! સુંદર—

(મુરછામાં ઢળી પડે છે, અને ધબાકો સાંભળી નીચેના માણસ ઉપર આવે છે.)

૧. માણસ—અરે ! આ આમ કેમ ? જાઓ, જાઓ, સત્વર કોઇ તમમાંથી, અને જાણ કરો આની પ્રધાનને.

(જાય છે એક)

૨ માણસ—આ સર્વ શું ?

શ્લોક (શાર્દૂલવિક્રીડિત)

શુદ્ધિ ના રતિભાર વસ્ત્ર તનનાં, જ્યાં ત્યાં પડેલાં રહ્યાં,
આ એવી ગતિમાં પડી ભૂમિ વિષે શ્વાસો કરે છે વહ્યા,
ને છે તેમ પરંતુ શાંત થઇને, શય્યા[3] વિષે અન્ય આ,
ઢોળાયું કંઇ પાત્ર માંહિથી અને, પંડે પડ્યું કોણમાં.[4]—૧

૩ માણસ—એ તો સર્વ રાજ્યમાં થતી રમત.

૧ માણસ—સત્ય છે એ; કારણ—

હરિગીત.

બનતા નથી આવા બનાવો ત્રાસમય જે રાજ્યમાં
તે રાજ્યના અધિકારિયો તો નહિ શુરા કો કાર્યમાં,
પ્રપંચ યુદ્ધ ગણાય ને વળી દ્રવ્ય તેનાં શસ્ત્ર છે,
છે રાજ્ય રણ, ને કારભારી તે તણા યોધ્ધા બને.—૧

---

૧ સુકાયલી. ૨ વેલ. ૩ સુવાની તળાઇ. ૪ ખુણામાં.

(રાજા અને પ્રધાન પ્રવેશ કરે છે)

વિમળ—કેમ શું થયું ?

૧ માણસ—દ્રષ્ટિયે આપ જે આ દેખો છો તે, અને ધધારામાં એટલુંજ કે એક ધબાકો સંભળાયો, જેથી અમે ઉપર આવ્યા.

વિમળ—એકાએક આમ તે કઇ રીતિયે બન્યું ?

૧ મણાસ—સર્વજ્ઞ સર્વેશ્વર જાણે.

વિમળ—(સુંદરની પરીક્ષા કરી) આ તો મરણ પામી હોય એમ છે. (પાત્ર પડેલું હાથમાં લઇ) વળી આશું ? (પરીક્ષા કરી) આમાંતો લાગે છે ઝેર. અવશ્ય આ પીનેજ એ પામી છે મરણ. (પાત્ર રાજાને આપે છે.)

દેવ—મને પણ લાગે છે એમજ.

વિમળ—અને આ દાસી પામીછે મુચ્છા માત્ર ભયની મારી.

દેવ—હા, એજ કારણથી.

વિમળ—(માણસોને) આ ગુપ્તાલયના ચોકમાં ગુપ્ત રીતિયે કરી દ્યો એને ગુપ્ત, અને દાસી શુદ્ધિમાં આવે તેમ કરી, આણો એને પુષ્પવતીની પાસે. (રાજાને) બની, બની, ન બની થનાર નથી; વળી એ સંગે ન હતું આપણું કંઇ કામ. જે સંગે હતું તે છે એટલે બસ, માટે ચાલો. (જાયછે.)



## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો.

સ્થલ—શ્યામદાસનું ગૃહ.

શ્યામ—કેમ માનસિંહ, આપ પેલા કુંવર વિષે ભાળ કાઢી લાવ્યા ?

માન—કેસરને એ વિષે મેં પુછ્યું, પરંતુ તે તો કંઇ જાણતી નથી.

શ્યામ—ક્યાંથી જાણે, કારણ વિમળદાસમાં ભોળાપણું એટલું બધું નથી, કે રાજ્ય સંબંધી વાત પણ એ એને કહે.

માન—ત્યારે શું તે વિષેની જાણ થઇ આપને ?

શ્યામ—થઇ નથી ત્યારે તો હું પુછું છું; નહિ તો પુછવાનું શું કારણ ? (સ્વગત) આજ રાત્રે કામવતીને સ્થાને જવું છે. કદાચ મળી હશે એને એની ભાળ, તો અવશ્ય કહેશે એ મુજને; કારણ થોડી ઘણી જે મુજને જાણ થઇ છે તે માત્ર એ ભણીથીજ. (માનસિંહનો માણસ પ્રવેશ કરે છે.)

માણસ—કોઇ સ્ત્રી આપને મળવાની આશાએ ક્યારની આપની વાટ જોતી આપને આલયે બેસી રહી છે.

માન—(શ્યામદાસને) રજા લઉં છું હું હાલ તો.

શ્યામ—પધારજો. (જાય છે.)

---

પ્રવેશ ૨ જો.

સ્થલ—માનસિંહનું ગૃહ.

માન—(પ્રવેશ કરતાં) ક્યાં છે તે ?

માણસ—વિશ્રામાલયમાં. (ત્યાં જાય છે)

માન—(સ્ત્રીને જોઇ સ્વગત) આ તો કેસરના સમાચાર નિવેદન કરવા આવેલી તેની દાસી. (પ્રકાશ) કેમ કેવા સમાચાર ?

દાસી—કેસરે આજ રાત્રિયે અવશ્ય આપને બોલાવ્યા છે; કારણ વિમળદાસ અગત્યના કામના રોકાણમાં કેટલાએક દિન થયા પડેલા છે,

માન—ઠીક, આવીશ.

દાસી—રજા લઉં છું ત્યારે.

માન—ભલે. (જાય છે.)

## પ્રવેશ ૩ જો.

### સ્થલ—પ્રાસાદ.

**દાસી**—મધ્યરાત્રી થવા આવી; પરંતુ નિદ્રા કેમ વેરણ થઇ લાગી છે! શું સંગે સુનારી દાસી આજ પાસે નથી તેથી? (ગડબડાટ સંભળાય છે) અરે! પણ આ સમયે પાસેના કામવતીના શયનાલયમાં ગડબડાટ શાનો! શું જાગૃત છે એ પણ અદ્યાપિ? (છિદ્ર માર્ગે નિહાળી) હા અનુસરતી છે એની પણ ગતિ મુજ ગતિને; પરંતુ આ પ્રમાણે એ શું કર્યા કરે છે;—

શ્લોક (શાર્દૂલવિક્રીડિત.)

વારંવાર ઉઠી ઉઠી ભયભરી, વાતાયને[1] જાય તે,
ઉત્કંઠા ધરતી દિસે મનથકી, એ આજ આવી રીતે,
છે જેવી હદપાર ચાતક વિષે, દેખે યદા[2] મેઘને,
વારિથી[3] ભરપૂર વિદ્યુત[4] વડે, જો કે ધ્રુજે તે તને.[5]—૧

આશ્ચર્ય લાગે છે મને તો અતિશય.

(કામવતીને બોલતી સાંભળી પૂર્ણ રીતિયે લક્ષ આપે છે.)

**કામ**— ગીતિ.

શ્રેષ્ટ નરોમાં માટે, નરપતિ આશ્રય વિષે પડી જાણ્યું,
ભવની ભાવટ ભાંગી, દુઃખ સહીશ એ મનપર નહિ આણ્યું.—૧

પરંતુ થઇ પડી અંતે કંગાળ સ્ત્રી કરતાં પણ અતિ કંગાળ; કારણ જે તેવી હશે તે પણ અત્યારે;—

શ્લોક (ભુજંગી.)

બની પ્રેમ આધીન આનંદ ધારી,
પતિ સંગ પંડે હશે આમ પ્યારી,
રહી વૃક્ષ સાથે સદા જેમ શોભે,
મૃદુ અંગની વેલ બાઝેલી પોતે.—૧

---

૧ બારિયે. ૨ જયારે. ૩ પાણીથી, ૪ વિજળી, ૫ શરિરે.

અને ટળવળું છું હું તો અહિં આમ. (ધીમે સાદે સીઠી ભળાય છે.) આવી લાગ્યા તો ખરા.

દાસી—શું એ આ ગાંડાપણા કરતી હશે! આવ્યા આ સમયે વળી કોણ! (કામવતી દોરડું કાઢે છે.) શા માટે એ આ દોરડું કાઢતી હશે! (ઉપર એક છેડો બાંધી બીજો નીચે ફેંકે છે) શું એ કરે છે આ સર્વ! સમજી, સમજી, સર્વ સમજી હું એનાં ચરિત્ર. અવશ્ય કોઇ ઉપર આવતું હોય એમ છે! (આવનારને જોઇ) અરે! આતો પ્રધાનના સગા શ્યામદાસ! દાસી જે બીજી, તે સંગે પ્રસંગોપાત્ રાણી જે ગુપ્ત સમાચાર એ ઉપર પાઠવે છે, તે આટલાજ માટે, અને નીચેના માણસો સાથે શ્યામદાસે અતિ સારૂં રાખ્યું છે, તે પણ આટલાજ માટે. ખેર, કરશે તે ભરશે. (જોવું બંધ કરી વિચારમાં પડે છે) પણ—

હરિગીત.

કેવી રીતિ મતિમંદ આતે ભૂપતિની છે છતી,[1]
થઇ માનિતી જો માનિની દે મા'લવા તેને અતિ,
બની દાસ દીન[2] દારા કને એ પ્રેમ દર્શાવે સદા,
નહિ માનિતી મુકે રઝળતી ને વળી દે આપદા.—૧

જો કે પરણતી વેળા સર્વને સમાન ગણી, આશા આપે છે તેઓને ઉત્તમ સુખની; પરંતુ બને જયારે એથી ઉલટું, ત્યારે તેઓ પણ ઉલટી કેમ ના ચાલે! અવશ્ય ચાલેજ.

શ્લોક (ભુજંગી.)

ભવાબ્ધિ[3] વિષે નાથને નાવ જાણી,
કરે સંગ સ્ત્રી તે તણો પ્રેમ આણી,
પરંતુ ઠરે નાવ ખૂટેલ જાતે,
પછી શું પછી શું પછી શું કરે તે.—૧

---

૧ દેખીતી. ૨ ગરીબ ચાકર. ૩ ભવરૂપી સાગર.

(છિદ્ર વાટે નિહાળી) શું, શ્યામદાસ ગયા પણ ખરા લાગે છે તો એમજ; માટે લઉં હવે જરા આરામ.

(સુઇ જાય છે.)

---

પ્રવેશ ૪ થો.

સ્થલ—વિમળદાસનું ગૃહ.

**વિમળ**—નાખતે કોઇ દિન નડતર, એવી જે પેલી સુંદર, તેનો ઘાટ ઘડયો, તો વળી આવી નડી અડચણ અન્યની. માનસિંહે શું દ્રવ્યના બળે એમ ધાર્યું હશે, કે આ સ્થલે પણ હું ફાવી જઇશ! લાગે છે તો એમજ. ઠીક થયું એનો પણ વિના અડચણે ઘડી નાખ્યો ઘાટ તેથી. કેસર એને માટે જારી વજારી રમવા તો ગઇ; પરંતુ ન ફાવી જ્યારે તે, ત્યારે મળી ગઇ મુજ સંગે, પાડવા એને મરણના પાશમાં. હવેથી એનો વિશ્વાસ ન કરતાં, કરવી એને માટે પણ કંઇ યુક્તિ. નથી થયો હજી સુધી ત્યારે તો હું નિશ્ચિંત; કારણ વળી રૂપવતીનું પણ કંઇ કરવાનું બાકી રહ્યું છે. ઘણા દિન વિત્યા નથી કર્યા મેં એનો મેળાપ, માટે જઉં આજ એને સ્થલે; અને પુછું દાસીને એના સમાચાર. (જાય છે.)

---

પ્રવેશ ૫ મો.

સ્થલ—પ્રાસાદ.

**વિમળ**—(પ્રવેશ કરતાં દાસી મળે છે, તથી તેને) કેમ શું કરે છે રાણી પુષ્પવતી?

**દાસી**—આવો જરા આમ તો પેખશો પ્રત્યક્ષ, કે—

(રાણીને દેખે તેમ તેને ગુપ્ત રાખી, અને અંગુલિથી દેખાડી.)

શ્લોક (માલિની.)

કુસુમ[1] સમ[2] મુકેલો, કુમળો હસ્ત ભાળે,
ઉભય[3] સ્તન નીચે છે, જેમ બીજો ન હાલે,
શશિ[4] સમ મુખ તેમાં, રંગનો ભંગ લાગે,
કરતી અતિ વિચારો, ઉભી નીચું નિહાળે.—૧

રૂપ—હારી, હારી, સર્વ વાતે હું હારી; માટે હે પ્રભુ, ઇચ્છું છું હવે તુજ ભણીથી માત્ર અંત.

(પ્રધાન અને દાસી સ્તબ્ધ થઇ એક ચિત્તે સાંભળે છે.)

શ્લોક (હરિણી.)

બળી બળી થયાં ગાત્રો મારાં, વિના રતિ રંગનાં,
કૃષ[1] તન વળી ભાંગી મારી, સહુ મનકામના,
પડી વિકટ હું શુન્યાવસ્થે,[2] રહું સુખી ક્યાં અરે,
ટળવળતી મેં દિનો ગાળ્યા, ગળાય ન તે હવે.—૨

વિમળ—પડી છે એ આવા પરિતાપમાં, તે છતાં પણ શું એ પણ પોતાનું નથી પરહરતી?

દાસી—ના; અને વધારે નિશ્ચય કરવો હોય તો રહો આપ અહિં ગુપ્ત, કે કરૂં આપની સમક્ષજ હું એ સંગે સંભાષણ.

વિમળ—ઠીક, જા.

દાસી—(રાણી સમીપ જઇ) દારા, હે દુખિત દારા, દુઃખ દાહથી તુજ દેહનું તો દહન થઇ ગયું, તે છતાં હે ચંચળ ચતુરા, ચિંતા ચિતામાં શાને ઝંપલાય છે?

રૂપ—પ્રેમ પેખી મુજ પ્રતિ તુજ અહર્નિશનો, હું ગણતી નથી તુજને પામર પ્રાણી પ્રમાણે; પરંતુ ગણું છું અવશ્ય પ-

---

૧ ફૂલ. ૨ જેવો. ૩ બે. ૪ ચંદ્ર
૧ પાતળું ૨ કંઇજ ગમે નહિં તેવી અવસ્થામાં.

રમ પ્રિય સખી પ્રમાણે; માટે હે સખી, તેમાં ઝંપલાઇ દેહનો નાશ ન કરૂં, તો કરૂં શું હું બીજું ? વળી—

ગીતિ.

તરફડિયાં ક્યાં સુધી, નિશદિન મર્યાં કરૂં વિના ભાને,
મીન[1] રીત જે મારે, શુષ્ક ભૂમિમાં પડે કદી ત્યારે—૧

**દાસી**—શુષ્ક સ્થિતિમાં તું પણ પંડે છે એ હું પૂર્ણ રીતિયે જાણું છું; પરંતુ તેમ કરવામાં તને લાભ શો ?

**રૂપ**—લાભ થવાનો વા ન થવાનો વિચાર શું ભ્રમિતાવસ્થામાં રહે છે ?

**દાસી**—એટલું મનપર શાને લેવું અતિ, કે ગતિ થાય તેવી ?

**રૂપ**—સમજુ થઇ શીદ વિસરે છે? પ્રત્યક્ષ પ્રમાણ જોઇએ તો પેખ પેલા (અંગુલીથી દેખાડી) પલ્લવથી પરીપૂર્ણ પ્રકાશિત વૃક્ષઉપર વિહાર કરતાં પક્ષિયોને, જો સખી,

ગીતિ.

ચુંબન વારે વારે, કેવાં એ એકમેકને કરતાં
બોલે સુસ્વરથી ત્યાં, ભાસે વાતો પ્રીતિ તણી વદતાં.—૧.

હે સખી,

ગીતિ.

પતિપત્ની પંખીમાં, પાસે પાસે પડયાં પ્રકાશે છે,
જન દંપતિમાં[2] ત્યારે, વિપરીત હોતાં ન ખેદ કાં લાગે—૧.

વળી દૂર્દ્રષ્ટિ કરી દેખ દયામણી પેલી હરણીને, જે લિલાતરીથી દીપાયમાન ટેકરી ઉપર સ્તબ્ધ થઇ, જાણે અતિ વિચારમાં નિમગ્ન હોય તેમ નીચું નિહાળો ઉભી રહી છે. જો ! જો ! સખી,

---

૧ માછલું. ૨ પતિપત્નીમાં.

## શ્લોક (શિખરિણી.)

કૃશાંગી[1] પેલી તો, ભ્રમિત ગતિમાં આગળ વધી,
વળી પાછી પંડે, સટ દઇ ભયે જો રહી ઉભી,
હવે ચારે કોરે, વળી વળી[2] નિહાળે પળ પળે,
મને લાગે છે એ, નિજ પતિ વિખુટી થઇ ભમે.—૧

બોલ હવે એ સખી, જેની લાગણી મતિહીન પામર પ્રાણીને થાય, તેનીજ, તેનીજ લાગણી મતિમાન મનુષ્યને કેમ ન થાય!

દાસી—અવશ્ય થાય; પરંતુ હું જે બોલી તે માત્ર તારા મનની શાંતિ કરવાને.

રૂપ—જીવવાની આશા મેં છોડી દીધી, તો હવે શાંતિની આશા કયાંથી?

દાસી—એમ માં બોલ.

રૂપ—ત્યારે કરૂં શું હું; કારણ પરણ્યા પછી પામી નથી પતિનું સુખ, પરંતુ દુઃખ, દુઃખ, અને દુઃખજ. કોણ જાણે કયાં હશે પતિ, અને કયાં પડી છું હું! હું તો અવસ્ય વિકટ બંધનમાં.

દાસી—ત્યારે તું કર આમ, કે તારૂં કંઇ વળે.

રૂપ—કેમ!

દાસી—મળી પ્રધાનને કર કંઈ યુક્તિ.

રૂપ—તેમ કરવું હતે તો પ્રથમજ ન કરતે! કરીશ, કરીશ હવે તો દેહનો નાશ કે સર્વ વાતે છુટકો.

દાસી—એમ શાને બોલ્યા કરે છે! જો તારા જેવીજ ગતિ સતી મીરાંની હતી; પરંતુ તેણે કંઇ દેહનો નાશ ન કર્યો.

### ગીતિ.

મીરાં રજપૂતાણી, અલ્પ મતિમય પતિ કરે પડતાં,
ગઇ સમજી અંતે ને, મુક્ત થઈ તે પછી અતિ મથતાં.—૧

---

૧ પાતળા અંગવાળી. ૨ ફરી ફરીને.

રૂપ—હું પણ મારી શ્રેષ્ટ રીતિ વાપર્યાથી થઇશ અવશ્ય મુક્ત, અને અંતે આટલુંજ કહું છું કે—

ગીતિ.

પાપ કર્યાં ભવ પેલે, પાર વિના જે સ્ત્રિયે કદી જાતે,
તેજ પછી આ ભવમાં, પદ રાણીનું ધરે ખરે પોતે.—૧

દાસી—ગમે તેમ તે હો; પરંતુ તારે તેમ કરવું એ યોગ્ય નથી. (પ્રધાન પાસે જઇ) મહારાજ, વિચાર કરો કે, આવી આગળ મારૂં તે શું ચાલે!

વિમળ—કંઇ ચિંતા નહિ. થઇ રહેશે અંતે એનું પણ. (જાય છે.)

---

પ્રવેશ ૬ ઠ્ઠો.

સ્થલ—શ્યામદાસનું ગૃહ.

શ્યામદાસ—(એકલો વિચાર કરે છે) આજ કેટલાએક દિન વિત્યા માનસિંહનો કેમ કંઇ પત્તો લાગતો નથી! વળી જે સ્થલે ગયા છે, તે વિષે નથી ગયા કોઇને કંઇ કહી, કે ભાળ કઢાય. (એક માણસ પ્રવેશ કરે છે.)

માણસ—વંદન કરૂં છું હું આપને.

શ્યામ—કેમ કેવા સમાચાર રાજાના.

માણસ—મેં અને દૂતિયે અનેક સ્ત્રિઓ રાજાને માટે આણી આપી, પણ એકને માટે એ અતિ જંખના કર્યા કરે છે, જે મળવી અશક્ય છે.

શ્યામ—એવી તે કોણ છે એ?

માણસ—જે વિમળદાસ પ્રધાનથી અમે રાજાનું કામ કરી આપવા રહ્યાં છિયે, તેજ વિમળદાસની રાખેલી કામણગારી કેસર, જેણે પોતાના એકજ દેખાવે રાજાનું મન એટલું તો હરણ કર્યું છે, કે પ્રતિકાલ એ એનોજ જાપ જપ્યા કરે છે.

**શ્યામ**—વિમળદાસ શું હાલ અહિં નથી?

**માણસ**—કંઇ કામસર અન્ય સ્થલે જવું પડયું છે.

(માનસિંહનો ભાઇ રામસિંહ પ્રવેશ કરે છે.)

**શ્યામ**—(તેને જોઇને) આવો.

**માણસ**—જઇશ હાલ તો હું.

**શ્યામ**—પ્રસંગોપાત્ આવતા રહેવું.

**માણસ**—ઘણાજ ઉમંગ સંગે.

(જાય છે.)

**શ્યામ**—કેમ કંઇ માનસિંહનો પત્તો લાગ્યો કે નહિં!

**રામ**—લાગ્યો, પરંતુ અતિ ખેદયુક્ત.

**શ્યામ**—એ શું બોલો છો આપ!

**રામ**—હા એમજ છે.

**શ્યામ**—કેવા સમાચાર, અને મળ્યા તે કયાંથી?

**રામ**—કેસરની દાસી પાસેથી.

**શ્યામ**—(સ્વગત) થયો, થયો અવશ્ય ત્યારે તો નાશ.

**રામ**—તે એક કેસર સંગે એના મળાપની વાત જ્યારે વિમળદાસે જાણી, ત્યારે યુક્તિયે તેણે એને કેસરને સ્થાને બોલાવી, અને કેસરનીજ પાસે નખાવી એને ઘેનમાં, કાઢયો અંત એનો પ્રાણ. વળી તેણે એને અગ્નિદાહ ન દેતાં ભૂમિ ભેગો કર્યો છે.

**શ્યામ**—દાસીને જાણ કયાંથી થઇ?

**રામ**—કેસર ભણીથી. વિમળદાસે દાસીને હાલ આગલો ડંશ રાખી, અને કારણ જણાવી બીજું, કેસરના સ્થલમાંથી હાંકી કાઢી છે.

**શ્યામ**—માનસિંહને મેં પ્રથમજ આપી હતી ચેતવણી; પરંતુ ન માન્યું એણે મારૂં.

**રામ**—હવે શો ઉપાય એની આગળ ચાલવાનો?

**શ્યામ**—ધૈર્ય ધરો, કરીશ હું કંઇ પણ. પ્રથમ તો મળવું જોઇયે રાજાને. મળાશે એને સે'જ; કારણ વિમળદાસ નથી હાલ અહિં.

શ્લોક (વસંતતિલકા)

હસ્તી[1] મદે ન કરતો ગણના બીજાની,
પાશે[2] પડે છળથકી નિજ ભાન ભૂલી,
વિક્રાળ હિંસક વળી વનરાજ જે છે,
બંધાય તે છળ વિના નહિ કો રીતિયે.—૧

તમ એને માટે પણ કંઇ કરવું પડશે. બેસો જરા અહિં; કારણ રાજા આજ રાત્રિયે એકાંતાલયમાં મુજને મળે, એવી કરી આવું કંઇ ગોઠવણ. (જાય છે.)

---

પ્રવેશ ૭ મો.

**સ્થલ—એકાંતાલય.**

**શ્યામ**—(ઉપર આવી) સર્વ સંગે સમાગમ સારો; માટેજ સમય સાધી અહિં અવાયું.

ગીતિ.

નિદ્રાદેવી પંડે, સ્થાન વિષે સૌ પ્રવેશ કરવાને,
તત્પર થઇને રહીછે, સમય રતિનો વિલંબ જાણીને.[3]—૧

(આગળ વધી અને રાજાને જોઇ) વિચારમાં નિમગ્ન થઇ પડયા હોય એમ છે. (રાજાને બોલતો સાંભળી અટકે છે.)

**દેવ**—

ગીતિ.

પ્રતિપળ સુંદર પ્રતિમા, પેખું રમતી વિષે નયન જો કે,
શશિવદની તું પંડે, એક સમય દ્રષ્ટિયે પડી તોયે.—૧

---

૧ હાથી. ૨ બંધનમાં. ૩ લગભગ ઉંઘવાનો સમય દર્શાવે છે.

અવશ્ય

શ્લોક (શાર્દૂલવિક્રીડિત.)

પૃથ્વીમાં નિપજે અનેક ફળ જે, સ્વાદ અતિ તુચ્છ તે
પાસે સુફળ સ્વાદ અમૃત તણા, લાગે ખરે જેરીતે,
તે રીતે પ્રતિનારી સંગ સમજું, મૃગાક્ષિનો તે કને,
**શ્યામ**—(ગુપ્ત રહી)
પેખો પ્રાણ સમાન પ્રિય પ્રમદા, ઉણું સુખે શું રહે ? ૧

**દેવ**—પછી વળી સુખમાં શું ઉણું રહેવા પામે ? અવશ્ય કંઇજ નહિ; પરંતુ આ વાણીરૂપ મોહિણી કોની ? દૈવિક તો નહિ !

**શ્યામ**—(સન્મુખ આવી) ના; એ તો આપના શુભેચ્છકની.

**દેવ**—ઓહો ! શ્યામદાસ ! આવવું પડયું કેમ કંઇ આજ આ સમયે ?

**શ્યામ**—આપના લાભ માટે.

**દેવ**—એવો તે શો લાભ છે ?

**શ્યામ**—પેલી કામિની કેસર આપને મળે એમ છે.

**દેવ**—આ શબ્દો તો ખરેખર મારૂં મન હરણ કરે છે; પરંતુ અવશ્ય એ મળશેજ ?

**શ્યામ**—નહિ તો અહિં આવું શા માટે ?

**દેવ**—વચમાં વિમળદાસનું નડતર છે, તેનું કેમ ?

**શ્યામ**—નડતર નાખનારનો તો પ્રથમથીજ નાશ થાય એમ છે.

**દેવ**—કઇ રીતિયે ?

**શ્યામ**—પ્રખ્યાત જે પ્રમાણે, તેજ પ્રમાણે દ્રવ્યવાન જે માનસિંહ, તેનો ઘાણ કેસરના સ્થલમાં કાઢી નાખનાર એ પંડે.

**દેવ**—શું એજ એનો ઘાતક ?

**શ્યામ**—હા એજ.

**દેવ**—ત્યારે તો કંઇ એ વિષે કરવું ઘટે ; પરંતુ એ સિંહ સપડાય કેમ ?

**શ્યામ**—કરો જે પ્રમાણે હું કહું તે પ્રમાણે, તો સિંહ સપડાય, અને હરિણાક્ષિ ચઢે હસ્તે.

**દેવ**—જેમ કહેશો તેમ કરવા તત્પર છું.

**શ્યામ**—આવનાર ક્યારે છે એ વિમળદાસ ?

**દેવ**—કાલે સંધ્યા સમયે.

**શ્યામ**—ચિંતા નહિ ત્યારે તો; કારણ જે કંઇ કરવાનું છે, તે કરીશ હું એટલામાં સેજ.

**દેવ**—શું ?

**શ્યામ**—પ્રથમ તો કેસરને સર્વ વાત મનાવી, લઇશ માનસિંહનો પત્તો.

**દેવ**—પછી ?

**શ્યામ**—કંઈ તમારે કરવાનું છે.

**દેવ**—શું ?

**શ્યામ**—વિમળદાસ કારાગૃહમાં તમને મળવા ન આવે, ત્યાં સુધી કાલનો દિવસ તમારે ત્યાંજ રહેવું. તમે ત્યાં છો, એમ સાંભળતાં વારજ તે તમને આવશે ત્યાં મળવા; જ્યાં મારે જે કરવાનું છે તે હું કરીશ.

**દેવ**—ઠીક, તેમ કરીશ હું.

**શ્યામ**—મેળવવી જો કેસરને હોય, તો રહેજો સાવધ.

**દેવ**—ચિંતા ન કરવી.

**શ્યામ**—ઠીક ત્યારે, અને લઉં છું હું રજા.

**દેવ**—ભલે; પણ માણસો સાથે રાખવાની કંઇ ગોઠવણ કરી છે કે નહી ?

**શ્યામ**—નથી હું એવો, કે આવા સમયમાં કંઇ કાચું રાખું. (જાય છે.)

---

## પ્રવેશ ૮ મો.

### સ્થલ--કેસરનું ગૃહ.

**શ્યામ**—(સાથે ગએલા માણસોને) મધ્યરાત્રી થવા આવી છે, અને કોઇને કંઇ જાણ થાય એમ નથી; માટે તમમાંથી જન ત્રણ ચઢો ઉપર, અને ઉતરી અંદર યુક્તિયે કરો સર્વ દ્વાર ખુલ્લાં. (તેમ કરે છે, તેથી ચોકમાં સર્વ પ્રવેશ કરે છે.) બંધ કરો ચોકનાં આ દ્વાર, અને શસ્ત્ર રાખો હવે નગ્ન. (તેમ કરી સર્વ આગળ વધે છે, અને શ્યામદાસ પ્રધાનના માણસોને સુતેલા જોઇ) તમમાંથી જન ત્રણ રાખો આની સંભાળ. (ત્રણ ત્યાં ઉભા રહે છે, અને બાકીના આગળ વધે છે; અને શ્યામદાસ દાસિયોને સુતેલી જોઇ) જન બે રાખો સંભાળ આ દાસિયોની (દાસી એક જાગૃત થાય છે, તેથી તેને) કયાં છે કુટિલ કેસર ? (બોલતી નથી, તેથી એકના હાથમાંથી શસ્ત્ર લઇ, અને તેનો ભય આપી) બોલ ઝટ કયાં છે તે ?

**દાસી**—પાસેના શયનાલયમાં સુતી છે.

**શ્યામ**—(માણસોને) ઉભા ત્યાં એવી રીતિયે રહેજો કે એ જાગૃત થતાંજ ત્રાસની મારી બકી દે સર્વ. (બે જન અહિં રહે છે અને બાકીના સર્વ ત્યાં જઇ નિદ્રાવશ થયેલી કેસરના મુખ સમીપ પોતાનાં શસ્ત્ર ધરે છે, શ્યામદાસ પણ તેમ કરી ) ઉઠ ! ઉઠ ! મરણની ભગિની જે નિદ્રા, તેને શું શરણ થઇ છે; શરણ થા ત્વરે મરણને.

**કેસર**—(પોતાનાં નયન અર્ધ ઉઘાડી, અને ઝટ બંધ કરી) માનસિંહ ! માનસિંહ ! ના માર મુજને.

### શ્લોક (ત્રોટક)

નથી હું નથી હું તુજ ઘાતક હું,  
શિદ આમ દમે મુજને પ્રિય તું,  
ચમકી ચમકી મુજ અંગ ધ્રુજે,  
ત્યજ તું ત્યજ તું તુજ કાર્ય હવે—૧

શ્યામ—(સ્વગત) અવશ્ય સ્વપ્નમાં એ જોતી હશે આ પ્રમાણે માનસિંહને વારંવાર. (પ્રાસન) જરા જો થઇ જાગૃત તો જણાશે કે નથી એ માનસિંહ. એતો એનું વેર લેવા આવ્યો, છે કોઇ અન્યજ.

કેસર—શું એનું વેર લેવા આવ્યો છે કોઇ અન્યજ ?

શ્યામ—હા અન્યજ, માટે થા સાવધ.

કેસર—(જાગૃત થાય છે, અને ચમકતી) અરે આ શું ?

શ્યામ—દે ઉત્તર ઝટ; કારણ હાલજ તું આ સર્વ સમક્ષ બોલી કે, "માનસિંહ! માનસિંહ! ના માર મુજને. નથી મેં નથી મેં તુજ પ્રાણ લીધો;" ત્યારે કોણે લીધો ? (કેસર તટસ્થ જોયા કરે છે.) બોલ ઝટ, નહિતો થા આ શસ્ત્રને શરણ; કારણ જાણ થઇ ચુકી છે સર્વ ગુપ્ત વાતની.

કેસર—જાણ થઇ ચુકી છે, ત્યારે પુછવું શાને જોઇએ ?

શ્યામ—વાક્ચાતુર્ય જવા દે, અને દે સીધો ઉત્તર.

કેસર—શાનો ?

શ્યામ—ડાટ્યું છે કયે સ્થલ એ શબ, તેનો.

કેસર—ચોક સમીપ વૃક્ષ પાસે.

શ્યામ—ઠીક ત્યારે, અને હવે પૂર્ણ રીતિયે વિચાર કરી બોલજે; કારણ વિમળદાસના તો દિવસ આજથી ધર્યા. તારે પણ ત્યારી ગતિ તેવી કરવી છે ?

કેસર—ના.

શ્યામ—ત્યારે ?

કેસર—વર્તવા ઇચ્છું છું, આપ જે પ્રમાણે આજ્ઞા કરો તે પ્રમાણે.

શ્યામ—કદાચ કરે પાછળથી સ્ત્રીચરિત્ર, તો તેનો સાક્ષિ કોણ ?

કેસર—આપ શું અસમર્થ છો, કે આપની સાથે તેમ કરી, જઇશ હું ફાવી ?

શ્યામ—ઠીક ત્યારે, પણ રહે હાલતો તું અહિંજ. (પોતાના માણસોને) જન બે રહો અહિં, અને બાકીના ચોકનાં દ્વારથી જરા આ ભણી રહેજો; પરંતુ પ્રથમ કાઢો પેલું શબ. (તેમ કરે છે, અને ત્રાસમય દેખાવથી અશ્રુ સહિત) અરેરે ! શા તુજ આ હાલ ! કહ્યું હતું મે પ્રથમ કે સિંહની ગુફામાં જઇ બચવું અશક્ય છે; પરંતુ ન માન્યું મારૂં.

શ્લોક (લલિત)

તન તણા થયા હાલ શા અરે,
અતિ બળાયલું લોહ જેમ કે,
મુખ નહોય આ બંધુ જે વિષે,
તુજ તણું નહિં ચિન્હ કો દિસે.—૧

(માણસોને) દેખી ખમાતું નથી મુજથી; માટે ઢાંકો એ શબ આ વસ્ત્રથી. હે બંધુ ! વળશે, વળશે હવે ત્યારે તારૂં વેર, જ્યારે કરીશ તુજ ઘાતકની હું આમજ ઘાત. (માણસોને) સાવધ રહેજો. (સ્વગત) કરૂં હવે એવી ગોઠવણ, કે વિમળદાસ આવતા વાર કારાગૃહમાંજ આવે.

(જાય છે)

---

પ્રવેશ—૯મો.

સ્થલ—કારાગૃહ

વિમળ—(દ્વારપાસે આવી માણસોને) કયાં છે મહારાજ ?

૧ માણસ—કારાગૃહ વિષે.

(વિમળદાસ અંતર્ગમન કરે છે.)

શ્યામ—(તેને જોઇ) સપડાઇ ચુકયો હવેનો અવશ્ય.

વિમળ—(શ્યામદાસને) કયાં છે મહારાજ ?

**શ્યામ**—આવો આમ દેખાડું.

(લઇ જાય છે અંતાલય પાસે, અને તેને તે વિષે ઠોકી દેવા ત્યાં ઉભેલા માણસોને નયનચિન્હ કરે છે, તેથી તેઓ તેને ઉપાડી તેમ કરે છે.)

**વિમળ**—શું ! શું ! આ શું !

**શ્યામ**—માનસિંહના લીધા જે પ્રાણ, તેની જાણ થઇ અમને તમારી પ્રાણપ્રિય કેસરથી. તેથી તેનો આ બદલો.

**વિમળ**—હા !! સમજ્યો, સમજ્યો સર્વ હું સમજ્યો ! અવશ્ય ન થાય જેનો કોઇથી નાશ, તેનોજ, તેનોજ નાશ અંતે, બાહ્ય દેખાવે જો કે સર્વાંગસુંદરી, તોપણ અંતર્ગુણે રાક્ષસીથી થાય, થાય અને થાયજ ! (નમ્રતાથી) શ્યામદાસ, શ્યામદાસ ન કરવું ઘટે તુજને આમ !

**શ્યામ**—(માણસોને) બંધ કરો હવે દ્વાર.

(તેમ કરે છે, પછી સર્વ રાજાને મળવા જાય છે.)

**દેવ**—(શ્યામદાસને જોઇ) કેમ થઇ કાર્યની સિદ્ધિ ?

**શ્યામ**—વિના અડચણે.

**દેવ**—ચાલો ત્યારે હવે અહિંથી.

(જાય છે)

---

પ્રવેશ—૧૦ મો.

**સ્થલ—કારાગૃહમાં અંતાલય.**

**વિમળ**—એ દુષ્ટ હું અહિંથી ગયો, અને પાછો આવ્યો એટલામાં આટલી બધી સત્તા કેમ મેળવી હશે ? વળી જાણ પણ એને કેમ થઇ હશે મુજ કૃત્યની ? એનો અવશ્ય કેસર ભાગીથીજ; કારણ એ વિના અન્ય કોઇ નથી જાણતું તે વિષે. ત્યારે એનો અને શ્યામદાસનો મેળાપ કયાંથી થયો ? દેવ જાણે કેમ આ સર્વ બન્યું. નથી નથી કળી શકાતું કંઇ પણ મુજથી. હવેતો-

ગીતિ.

કર્મ કર્યાં કાળાં મેં, ફળ તેનાં ભોગવીશ આ સ્થાને,
મુક્ત વિના મૃત્યુ હું, ન થઇશ એવું જણાય છે મુજને. ૧
(નિરાશ થઇ હસ્તપર માથું મુકી ઉંડા
વિચારમાં બેસે છે.)

---

## અંક ૪ થો.

---

પ્રવેશ ૧ લો.

**સ્થલ—પ્રાસાદ.**

**શ્યામ**—કામવતી, જેમ આપનો મેળાપ પ્રથમ અતિ ભયથી થતો, તેમ હવે રતિ પણ ભય વિના થાય છે, માટે હું વિશેષ મગ્ન છું.

**કામ**—પ્રધાનપદ મળ્યાથી તમે પણ પોતાનું ભાન ભૂલ્યા કે શું?

**શ્યામ**—કેમ?

**કામ**—કેમકે પુષ્પવતી, જેનો વિમળદાસ ઉપર પ્રેમ અતિશય, અને જે મહારાજની માનિતી; તે તમને શું આ પદ જંપીને ભોગવવા દે, એમ તમે ધારો છો?

**શ્યામ**—અવશ્ય નહિજ. સ્મરણ તેં ઠીક કરાવ્યું, માટે કરીશ કંઇ ગોઠવણ; પણ હાલ જરા લેવા દે મને આરામ.

**કામ**—સુખેથી લ્યો. (તેમ કરે છે.)

---

પ્રવેશ ૨ જો

**સ્થલ—કારાગૃહમાં અંતાલય.**

**વિમળ**—ભૂખ અને તૃષાએ પીડાતા કેટલાએક દિવસ તો

ગાળ્યા, પરંતુ હવે તેમ થવું અતિ વિકટ છે. વળી—

શ્લોક (માલિની)

તિમિર[1] અખિલ[2] સ્થાને, મારતો માંહિ ફાંફાં,
નયન મુજ છતાં હું, આંધળો ને ખમું આ,
ગતિ કુડી સ્થલમાંહિ, કેમ ના થાય ત્યારે,
કિરણ નહિ શકે જ્યાં, આવવા એક જ્યારે.—૧

અવશ્ય મૃત્યુ પામેલા યવન કરતાં પણ અધમ અવસ્થામાં આવી, આ દુઃસહ દુઃખના દિન દહન થતા ગાળવા પડે છે, કારણ

શ્લોક (માલિની)

યવન નિજ ત્યજે છે, પ્રાણ પોઢે પછી તે
પ્રતિ નિશદિનનો[3] ને, શાંત જ્યાં છેક ભાસે
ભયભીત કરનારી, સર્વને ઘોર તેમાં
પણ ટળવળતો છું, જીવતે આમ એમાં—૨

બનતે આટલું શા માટે, જો કદાચ કર્યો ન હોત કુટિલ કેસર તારો સંગ અથવા વિશ્વાસ? તુંજ, તુંજ મુજને ફેંકનાર ઉન્નતિ વતિ પડતી સ્થિતિની બળતી જ્વાળામાં. દુર્ભાગ્યે—

શ્લોક (ભુજંગી)

ખરે મેં ન જાણી તને દુષ્ટ દારા,
અને હું ભૂલ્યો મોહમાં ભાન તારા,
પતિને દગો જે દઈને રહી તે,
બીજાને બીજાને બીજાને ન કાં દે.—

વળી મોહપાશમાં પડયાથી ન થઇ આની પણ સ્મૃતિ;—

---

૧. અંધારૂં. ૨ આખા. ૩ સદાનો.

શ્લોક (ભુજંગી.)

યથા[1] છિદ્ર મોટું પડે પાત્ર માંહિ,
રહે વસ્તુ તેમાં ન, જે વ્યર્થ તથી[2],
તથા[3] નારી હૈયું કથા ગુપ્ત એકે
રહે ના રહે ના કદાપિ વિષે તે.—૧

વિસ્મૃતિ થઇ આની પણ એજ કારણથી;

શ્લોક (ભુજંગી)

વનિતા લતા વિશ્વમાંહિ દિસે જે,
ન વિશ્વાસ પુષ્પો તને કોઇ તેને,
પરંતુ મનુષ્યો લગાડે સ્વહસ્તે,
કદી શું કદી શું કદી શું રહે તે[4] ?—૨

પણ ભૂલ્યો જ્યારે એ સર્વ, ત્યારેજ વેઠું છું આ અસહ્ય આપદા; જો કે—

ગીતિ.

રાજ્ય વિષે વસતાં તે, સર્વજનોમાંહિ શ્રેષ્ટ હું ખપતો,
નૃપ વળી આગ્નામાં, રહી પ્રતિદિન સ્વકાર્ય આદરતો.—૧.

ખરેખર—

શ્લોક (ભુજંગી)

વિના પાર હું રાજ્યમાંહિ ચઢેલો,
ચઢીને પ્રકાશે પતિ જેમ દીનો,[5]
નહિં ગાંઠતો કોઇને કો પ્રસંગે,
પડયો તે પડયો તે પડ્યો સ્રીથી અંત.—૧

---

૧ જેમ. ૨ તેથી જે નકામું છે. ૩ તેમ. ૪ પુષ્પવિનાની વેલપર પુષ્પ હાથે લગાડવાં, અને સ્રીનો વિશ્વાસ કરવો એ સરખું ૫ દિવસનો પતિ તે સૂર્ય.

હે જીવ, હવે શો સાર કલ્પાંત કરવામાં ! એ તો કર્યો જેણે દુષ્ટનો વિશ્વાસ, તેને સપડાવી મારે અંતે આવા વિકટ પાશ.

(બેસાતું નથી, તેથી ભૂમિપર સુઇ જાય છે.)

---

પ્રવેશ ૩ જો.

સ્થલ—શ્યામદાસનું ગૃહ.

શ્યામ—(એકલો વિચાર કરે છે) ધાર્યા પ્રમાણે વિમળદાસનું કાટલું કાઢી, કરૂંછું હું પણ તેની પેઠે મનમાન્યું; પરંતુ દૈવયોગે કોઇ મારા માથાનો જઇ ભંભેરે જો રાજાને, તો મારી પણ ગતિ શું વિમળદાસની ગતિને અનુસરતી ન થાય ? અવશ્ય થાયજ; કારણ—

ગીતિ.

કાન દીધા ભૂપતિને, રાજ્ય કરે જે અહિં, જગન્નાથે,
પણ ભાસે, નથી આપી, સાન રતિમાત્ર તે તણી સાથે.—૧

વળી—

શ્લોક (શિખરિણી)

ભરોસો રાખીને, વનપતિકને[1] જો ગતિ કરે,
વળી ના'ના નાવે, વિકટ ઉદધિમાં[2] જઇ ફરે,
કરે મિત્રાચારી, શઠ નૃપતિની જો જન કદી,
પડે પંડે કૂપે, નિજ કરવિષે દીપક ગ્રહી.—૧

વળી વાજાં, વાંદરાં અને મુર્ખ રાજા એ ત્રણે સરખાં, માટે તેઓનો વિશ્વાસ કેવો; કારણ તેઓને જેમ ભંભેર્યા હોય તેમ તેઓ ભંભેરાય. સાંભળવા પ્રમાણે મારા, રાજાને ભંભેર્યા વિના પ્રથમ તો પુષ્પવતીજ રહેનાર નથી; કારણ—

ગીતિ.

સરિતા[3] સમુદ્રને છે, અરસ્પરસ ગાંઠ સ્નેહની જેવી,
શત્રુ મુજ તે સંગે, ગાંઠ ખરે માનિતીતણી તેવી.—૧

---

૧ સિંહની પાસે. ૨ સમુદ્રમાં. ૩ નદી.

ત્યારે મુજથી છંછેડાયલી એ નાગણ, શું મુજને ડંશ્યા વિના રહેનાર છે? અવશ્ય નહિજ. ત્યારે પ્રથમજ યુક્તિથી સમજાવું હું પંડે જઇ રાજાને, કે એ એનો ત્યાગ કરે. મને તો લાગતું નથી કે એ એને ત્યાગે; કારણ એ ઉપર એનો પ્રેમ વિશેષ છે. કરૂં શું ત્યારે? કરૂં કોઇ પણ પ્રકારે કંઇ ગોઠવણ જઇ એકાંતાલયમાં; કારણ નથી તે વિના છુટકો. (જાય છે)

---

પ્રવેશ ૪ થો.

**સ્થલ—એકાંતાલય.**

**શ્યામ**—(માણસને) કેમ એકાંતાલયનાં દ્વાર બંધ છે? શું મહારાજ નથી અહિં?

**માણસ**—ના.

**શ્યામ**—ક્યાં ગયા છે?

**માણસ**—જતા હતા આ પ્રાસાદભણી.

**શ્યામ**—(સ્વગત) ગયા હશે એ પુષ્પવતીકને; માટે જઉં આજતો ત્યાં ગુપ્ત રીતિયે. (જાય છે)

---

પ્રવેશ ૫ મો.

**સ્થલ—પ્રાસાદ**

**પુષ્પ**—દાસી, ક્યાં છે તું?

(શ્યામદાસ પ્રવેશ કરી ગુપ્ત રહે છે.)

**દાસી—આવી.** (આવે છે)

**પુષ્પ**—મહારાજે હાલ પાસેના શયનાલયમાં જરા આરામ લીધો છે; માટે તું રહે કને મારી; કારણ ગમતું નથી મને એમજ બેસી રહેવું.

**દાસી**—હું કનેજ રહું છું; (બેસે છે) પરંતુ આજકાલ આપ અતિ ખિન્ન કેમ રહો છો?

પુષ્પ—એટલાજ માટે કે રાજ્યનું હવે આવી લાગ્યું; કારણ અલ્પ મતિનો જે શ્યામદાસ, તે રાજ્યની વ્યવસ્થા શું કરી જાણે ?

શ્યામ—(સ્વગત) આ શું મને ટકવા દેવાની ? અવશ્ય નહિજ.

દાસી—મહારાજ તમારૂં કહ્યું ક્યાં ન માને એમ છે; માટે એને ઉખેડી નાખવા સમજાવો જ્યારે હોય એ આનંદમાં ત્યારે.

પુષ્પ—થોડા ઘણા સમજાવ્યા છે; અને જ્યાંસુધી પરિપૂર્ણ રીતિયે ફાવીશ નહિ, ત્યાંસુધી તેમ કરવામાં હું ખંતીજ રહીશ.

દાસી—શા માટે એટલું બધું કરવું જોઇયે ? એક વાત મારી પાસે એ શ્યામદાસની એવી છે, કે જે મહારાજ કને કહેવાથી તમારૂં સે'જ વળે.

પુષ્પ—કઇ વાત ?

દાસી—કામવતીની એક દાસી મને કહેતી, કે એનું ગમન કામવતીને સ્થલે હાલ વિશેષ છે.

શ્યામ—(સ્વગત) આવી લાગ્યું હવે મારૂં પણ.

પુષ્પ—હવે તો ખરી હું ત્યારે, કે જ્યારે કઢાવું એ દુષ્ટનો પગ આ રાજ્યમાંથી, અને છોડાવું પાછી વિમળદાસને.

શ્યામ—(સ્વગત) એક ક્ષણનો વિલંબ મારો નાશ કરે એમ છે; માટે કરૂં કંઇ ગોઠવણ હું પણ સત્વર. (જાય છે.)

---

પ્રવેશ—૬ ઠ્ઠો.

સ્થલ—શ્યામદાસનું ગૃહ.

શ્યામ—(એકલો વિચાર કરે છે.) ભયમાં માત્ર ભય એક રહે છે મુજને રાજાનો; ત્યારે કરૂં કંઇ એ રાજાનેજ માટે

ગોઠવણ, કે ભયનો પણ પોતાની મેળે થાય નાશ; પરંતુ કરૂં શું હું એને માટે ? (ઉંડા વિચારમાં પડી) હા, ઠીક થયું સ્મરણ, માટે જઉં હું કેસરને સ્થલે. (જાય છે)

---

પ્રવેશ ૭ મો.

સ્થલ—કેસરનું ગૃહ.

કેસર—(શ્યામદાસને જોઇ) આવો.

શ્યામ—હાલ આનંદમાં કે કેમ ?

કેસર—(મલકાતી) અતિશય, અને આપના દર્શનથી તેથી પણ અતિશય.

શ્યામ—ઠીક; પરંતુ કેસર, વારંવાર તેં મુજને કહ્યું છે, કે કોઇ પણ સમયે મારી સાથે તમારૂં કામ પડયાથી જણાઇ આવીશ કે હું કેવી છું; માટે માત્ર તારી પરીક્ષાર્થે સોંપવા આવ્યો છું તને એક કામ; પણ પ્રથમ વચન આપ કે તેની જાણ ન કરવી કોઇને.

કેસર—શ્યામદાસ, મરીશ તોપણ તેની જાણ હું ન કરીશ કોઇને; કારણ માનસિંહ સંગે મારી એક ગાંઠ વિષે જાણ થઇ જે સમયથી વિમળદાસને, તે સમયથી—

શ્લોક (ભુજંગી)

મને પાડવા યત્નથી દુઃખ પાશે<br>
અહોનિશ ફાંફાં અતિ મારતા એ,<br>
હતી હું અજા[1] સિંહના હસ્તમાં તે<br>
છુટીને રહી આપકેરા પ્રતાપે.—૧

વળી માનસિંહની જે વાત થઇ, તેને માટે થઇમાત્ર વિમળદાસને શિક્ષા, તેથી આપના કહેવા પ્રમાણે—

---

૧ બકરી. બંધનમાં.

શ્લોક (ભુજંગી.)

અમે આપદા એ રહી પાશમાંહિ૨
ભૂખે ને તૃષાએ વદી ત્રાહિ ત્રાહિ,
નહિ થાય સંભાળ એની રતિ જ્યાં
રીબાઇ તદા દેહને પાડશે ત્યાં.—૧

હું છુટી એમાંથી પણ, અને તે આપનાજ પ્રતાપે. આ શું હું વિસરી જવાની ? કોઇ કાળે પણ નહિ, માટે વિના સંશયે સોંપો જે કાર્ય હોય તે; અને વિશ્વાસ ન આવતો હોય તો લ્યો આ વચન. (વચન આપે છે, અને તે લે છે.)

શ્યામ—ઠીક ત્યારે સાંભળ.

કેસર—કહો, સાંભળું છું.

શ્યામ—આજ રાત્રિયે જ્યારે તું એકાંતાલયમાં જાય, અને જ્યારે મહારાજ ભર નિદ્રામાં પડે, ત્યારે શય્યા પાસે પડેલું જે પાત્ર ઔષધિનું છે, અને જેનો ઉપયોગ એ પ્રતિદિન કરે છે, તેમાં આ ઔષધિ મિશ્ર કરવી. (કેસરને આપે છે, તેથી તે લે છે.) અસર મહારાજને એથી એટલીજ થશે, કે એ થોડા દિન ભોગવશે મંદવાડ.

કેસર—એ કામમાં એટલું બધું પરીક્ષા કરવા જેવું શું છે, કે આપ પરીક્ષા કરશો ?

શ્યામ—પરીક્ષા કરનાર હું છું; માટે કરીશ તે કોઇ પણ પ્રકારે.

કેસર—ઠીક ત્યારે. (સ્વગત) લાગે છે આ પણ વિમળદાસ જેવાજ.

શ્યામ—સાવધ રહેજે, અને હું જઉં છું હાલ.

કેસર—પધારજો. (જાય છે.)



# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો,

### સ્થલ—કારાગૃહમાં અંતાલય.

**વિમળ**—(ભૂમિપર પડેલો ઉઠવા જાયછે, પણ ઉઠાતું નથી)

શ્લોક (માલિની.)

ગમન બળ ગયું જે, તેમ આનું થયું શું ?
(જેમ તેમ કરી બે હસ્ત ભૂમિપર ટેકી, તનનો થોડો ભાગ ભૂમિથી જરા અલગ રાખી)
નથી રતિ રહી શક્તિ, અંગમાં એમ જાણું,
કઠિણ અતિ પડે છે, બોલવા શબ્દ મુખે,
અહહ શી ગતિ માઠી, ગાળવી આ પડે છે.—૧

ભોગવવું, ભોગવવું પડે છે અંતે મુજને, જેવું કર્યું મેં પંડે. અરે ! કરૂં હું તે હવે શું ? નથી ફરાતું નથી ઉઠાતું કે નથી બેસાતું. (ઉઠવા શ્રમ અધિક કરે છે, પણ પછડાય છે.) ભાંગ્યાં, ભાંગ્યાં સર્વ મારાં ગાત્રો ! અવશ્ય આવી ચુકી અંતની ઘડી હવે તો પાસે.

શ્લોક (હરિણી)

ભ્રમણ શિરમાં વેગે ચાલે, જણાય ન આ[1] મને
મુજ તન જડ્યું સંગે તેની, છુટું વળી કેમ તે,
તિમિર સ્થલમાં જે હું જોતો, દિસે અતિ તે થકી,
નહિ નહિ રહે આશા નામે, હવે ક્ષણ એકની.—૧
(સ્તબ્ધ થઇ પડી રહે છે.)

---

૧ મારૂં શરિર મારા માથા સાથે જોડાયલું છે, કે છુટું છે, કે કેમ છે ?

### પ્રવેશ ૨ જો.

### સ્થલ—એકાંતાલય નીચે એક ભાગ.

**શ્યામ**—(એકલો) હવે રાજ્યમાં વિના ભયે, અને વળી સર્વોપરી થઇ રહેવાનો સમય સમીપ આવ્યો એમ છે; કારણ રાજા આ અવનિમાં થોડા પણ દિન ગાળે એ અશક્ય, અને કુંવરની વય લઘુ. આમ થવાનું કારણ તો ખરેખર કેસર-જ; કેમકે—

શ્લોક (શિખરિણી)

પ્રયાસે[1] એનાથી, મુજ મનતણું કાર્ય ન થતે,
અને વસ્તુ જેવી, ભર ઉદધિ[2] હેઠે પડી રહે,
તથા[3] એ નારીમાં, કથન[4] બનતે ગુપ્ત ન કદી,
તદા[5] આ'વો આ'વો, સમય ગમતો ક્યાં થકી વળી;—૧

વળી ઔષધિસંગે મિશ્ર કરવા આપેલી પેલી વસ્તુ,—

શ્લોક (વસંતતિલકા)

શીઘ્રે ભમે ભય[6] ભુંડો કરી નાશ અંતે,
એના[7] સમાન કરશે મુજ કાર્ય અંતે,
ને અન્ય વિઘ્ન નડતાં કરી નાશ તેનો,
એ ભાગ્ય ભદ્ર[8] કરશે નહિ પાર જેનો.—૧

**માણસ**—સત્વર ચાલો; કારણ મહારાજને હાલ વિશેષ જણાય છે. (જાય છે.) (માણસ પ્રવેશ કરે છે.)

---

### પ્રવેશ ૩ જો.

### સ્થલ—એકાંતાલય.

**શ્યામ**—(પ્રવેશ કરી રાણિયોને અશ્રુ ઢાળતી દેખે છે. પછી રાજાભણી દ્રષ્ટિ કરે છે, જે શય્યાવિષે બેભાન છે; તેની

---

૧ શ્રમે કરીને. ૨ સમુદ્ર. ૩ તેવી રીતિયે. ૪ જે કહેલું તે. ૫ ત્યારે. ૬ રાજાનો ભય. ૭ કેસરના. ૮ મોટું.

કને જઇ) મહારાજ, મહારાજ, આજ આમ કેમ ? જરા ઉત્તર તો દ્યો. (રાજા નયન ઉઘાડી સર્વભણી દ્રષ્ટિ કરે છે, અને પછી તટસ્થ રૂપવતીભણી નિહાળે છે.) મહારાજ, શી ઇચ્છા છે આપની ?

દેવ—નથી, નથી ઇચ્છા હવે મને કશાની; પરંતુ રીબાવે છે ખેદ મુજને આ સમયે અતિ.

શ્યામ—ખેદ શા માટે મનપર આણવો જોઇયે, કે તે રીબાવે ?

દેવ—એટલાજ માટે, કે થયોછે આમાં કંઇ પ્રપંચ. વળી—

શ્લોક (ભુજંગી)

ઉઠે અગ્નિ જવાળા તને પાર પામી,
ખમી ના શકું જે રહી ગુપ્ત વ્યાપી,
સમી ના જશે જ્યાં સુધી હું જીવું છું,
થવાની વધારે વધારે પરંતુ.—૧

કારણ દુષ્ટ વિમળદાસાદિ અન્યના ભમાવ્યાથી ન લેવાઇ સર્વમાં જે સત્યશીલ, અતિ સત્યશીલ આ રૂપવતી તેની સંભાળ. (રૂપવતી ડસકાં ખાતી રડે છે) રૂપવતી, રૂપવતી, આ સમયે આમ માં કર; કારણ તારા કોમળ અને પાટલ પુષ્પ સમાન રંગે, પરંતુ મતિમંદ પતિયે આપેલા પરિતાપે કરી રંગહીન થયેલા ગાલ ઉપર—

ગીતિ.

અશ્રુ જે તું પાડે, શર[1] રૂપે બની વિભાગ તનના આ
વિંધી નાખે તેથી, હવે હૃદયમાં પડે પરમ ચીરા.—૧

માટે શાંત થા, અને અશ્રુ માં પાડ. (રૂપવતી રડી રહી ડસકાં ખાયછે.) રૂપવતી સર્વ સમક્ષ આપુંછું સંમતિ, કે તુજને દુઃખાગ્નિની બળતી જવાળામાં હોમી દેનાર હું પંડેજ; કારણ—

---

૧ તીર.

શ્લોક (હરિણી.)

શ્રવણ કરીને[1] દુષ્ટો કેરૂં, ધર્યું મનમાં અને
પરહરી[2] તને મિથ્યા તારો, કીધો અવતાર મેં,
દહન[3] તન તેં ઝુરી ઝુરી, કર્યું થકી તે અરે,
રૂપહીન થયું તેથી અંતે, હતું સમ રત્ન જે.—૧

(રૂપવતી ડસકાં ખાતી અતિ રડે છે.) છાની, છાની, પ્રિયે છાની રહે, અને સાંભળ મારા અંતના બે બોલ.

રૂપ—(રહી રહી ડસકાં ખાતી) પ્રાણ ભલે કહો આપની દાસી શ્રવણ કરવા સમીપજ બેઠી છે.

દેવ—ઇચ્છું માત્ર તુજભણીથી હાલ હું ક્ષમા, અને કહુ છું તુજને કે ખેદ ન ધરતી મુજ પાછળ.

રૂપ—આપું છું, પણ પ્રાણ ન ઘટે એ માગવી દાસી પાસે.
(રાજા શુદ્ધિ ત્યજે છે, અને રૂપવતી ડસકાં ખાતી તેને
જોયા કરેછે, એટલામાં કારાગૃહ રક્ષક પ્રવેશ કરેછે.)

કારાગૃહ રક્ષક—(શ્યામદાસના કાનમાં) કોણ જાણે કયે દિવસે વિમળદાસે પ્રાણ ત્યાગ્યા, પરંતુ જાણ થઇ તેના મરણની આજે; માટે પુછવા આવ્યો છું હું આપને કે કરવું શું ?

શ્યામ—વ્યવસ્થા કરી નાંખો આપ પંડે એની.

(કારાગૃહ રક્ષક જાય છે, અને રાજા પ્રાણ ત્યાગે છે.)

રૂપ—પ્રાણ ! ! પ્રાણ ! ! જરા— (મુર્છા પામે છે.

શ્યામ—(રાજાપાસે બેઠેલા વૈદને) સાવધ કરો આ રૂપવતીને. (તેમ કરે છે.)

રૂપ—પ્રાણ, મેળાપ માટે—

---

૧ સાંભળીને. ૨ છોડી. ૩ બાળવું તે.

શ્લોક (લલિત)

ઘડી મળી નહિ અન્ય આપને,
સમય અંતનો તે વિના અરે,
મનતણી રહી આમ, જે હતી
અતિ ઉમેદ તે તેવિષે પડી.—૧

(સ્વગત) જીવીને શું કરૂં હવે હું. (ત્યાંથી ઉઠી સ્વસ્થાને જાય છે.

---

પ્રવેશ ૪ થો.

સ્થલ--પ્રાસાદ.

રૂપ—(વિષનો પ્યાલો હસ્તમાં લઇ) ઉત્તમ, ઉત્તમ હવે તો એજ કે પતિના, તેમજ જે—

ગીતિ.

ક્ષત્રાણી આ રીતિયે, ત્રાહિ ત્રાહિ વદી કરી અંતે
આશાભરી સિધાવી, તરૂણાવસ્થે ત્યજી કરી જગને—૧
તેઓના સંગમાં જઇ ભળું; કારણ--

શ્લોક (શાર્દૂલવિક્રીડિત)

સંસારી સુખ લેશ ના ભવનમાં, જ્યાં ત્યાં ભમી તે છતાં,
ગાત્રો સૌ બળીને ગયાં ગળી અને, સંતાપમાં હું છતાં,
એકાર્થે મુજ દેહ આ રહી હતી, તેનો થયો નાશ તો
શા માટે પછી રાખવા મન કરૂં, તેમાં હવે સાર શો.—૧

વળી—

શ્લોક (શિખરિણી)

પતિયે પંડે તો, છુટી રતિ મને આમ ન કરી
પીડામાંથી અંતે, અનહદ વિષે જે પડી હતી,
હવે આશા એકે, નહિ નહિ દિસે કે કરી શકે
ભલા પ્યાલા પાખી, અધિક સહુમાં જે મુજ મને.—૧

કારણ—

ગીતિ.

દુઃખ ઉદધિમાં હતી હું, પ્રતિસમયની ટળવળતી જેવી,
નાવરૂપે બનીને આ, હવે સદાની ઉગારશે તેવી.—૧

(પી જાય છે, પછી ઘુંટણિયે બેસી.)

શ્લોક (શાર્દૂલવિક્રીડિત)

આશાની ભરી આમ જે પીડિત તે, હું ભોગ આ રાજ્યને
આપું છું રડતી પરંતુ પ્રભુ હે, વંદી કહું તુજને,
પાછો જન્મ ન આપતો અવનિમાં, ઇચ્છે કદી તે છતાં
ના ના તું નહિ રાજ્યના કૂળવિષે, દેનો મને ઝુરવા.—૧

(ઢળી પડે છે.)

